૪૦૬૨

# NANA FURNUWEES.

# નાના ફડનવીસ.

## ભાગ પેહેલો.

અંગ્રેજીમાથી તરજુમો કરનાર.

દાદાભાઈ મનચેરજી ગોભાઈ.

પ્રત—૧,૦૦૦.



મુંબઈ:

કાસીદ પરેસમાં છાપ્યું છે.

સવંત ૧૯૪૬, સન ૧૮૯૦.

કીંમત આઠ આના.

# પ્રસ્તાવના.

આજના જેવા આગળ વધેલા વખતમાં લોકોને તેમાં મુખ્યકરી ગુજરાતી વાંચનારાઓને કિસ્સા કાહાણી વિગરે વાંચવાનો શોખ વધતો જાય છે એ જાણીતી વાત છે. કર્તાએ પોતે પણ ગુજરાતી વાર્તાઓનો સંગ્રહ કર્યો હતો અને તેમાંની એક વાર્તા ગપ-સપના અધિપતિપર મોકલી આપી હતી જે તેમનાં શને ૧૮૮૭ના સપટેમ્બરની ૧૫ મી તારીખના અંકમાં છપાઈ હતી. કર્તાએ એ વાર્તાનું મથાળું "ખરાબ સંગતનું ફળ" કરયું હતું પણ તે પત્રના ચાલાક અધિપતિએ ફરવીને "બાપુ ફાંસી ખાય તો આમખાજે" કરી એ વાર્તા તેમને પસંદ પડવાથી રૂ. ૫ નું ઇનામ મોકલી આપ્યું હતું. ગપ-સપના ચાલાક અને ટીકાકર અધિપતિને એ વાર્તા પસંદ પડી તેથી કર્તાનો વિચાર સઘળીનો સંગ્રહ કરી ચોપડીના આકારમાં પ્રગટ કરવાનો હતો; પણ કેટલાક સબબોથી તે મુલતવી રાખ્યો છે. આટલો ખુલાસો કરી હવે હું આ ચોપડી વીશે બોલુંછું.

નાના ફડનીસે, ફરનવીસે કે ફડનવીસ, જે કહો તે, અંગરેજ સરકારની શરૂઆતની કારકીરદીમાં પોતાની ચાલાકીથી શું શું કામો કીધાં હતાં; અંગરેજ સરકારને કેટલી મેહેનત આપી હતી અને પેશવાને કેહેવી રીતે પોતાના કાબુમાં રાખી પુતળાંની માફક નચાવતો, તેની ટુક બીના આપવાની કોસીસ કરવામા આવી છે અને વાંચનારાઓ એથી જાણી લેશે કે એ કેટલી બધી રાજદ્દુવારી કુનેહ રાખતો હતો. નાનો પોતે મરેઠા બ્રાહ્મણ હતો અને મરેઠા કેહેવી રીતે પગભર થયા તે વીશે કેટલોક ખુલાસો આપવાની જરૂર જણાય છે કેમકે મરેઠાઓની કારકીરદીની સાથેજ બ્રીટીશ સરકારની શરૂ થઇ હતી અને મરેઠાઓની જેમ જેમ પડતી થતી આલી તેમ તેમ બ્રીટીશ સરકારની ચઢતી થવા લાગી તે એટલે વેર કે પેહેલવેહેલાં હિંદુસ્તાનમાં વેપાર કરવાના હક માગવા દીલ્હીના બાદશાહોને આજીજીથી અરજ કર્તા, તેઓનાજ વળી એ બાદશાહોને, પોતાની ગાદી મેળવવા માટે કાળાવાળ કરવા પડતા જે આપણે તવારીખથી જાણુયે છીયે.

શને ૧૩૪૭ માં સુલતાન અલાઊદીન જેણે બાહમની વંશનો પાયો નાખ્યો હતો, તેણે દખણના જુદા જુદા વીભાગોને એકઠા કરી એક રાજય સ્થાપ્યું હતુ. એ રાજયના ત્રણ મુખ્ય પ્રાંતો દોલતાબાદ, બીજાપુર અને ગોલકંડા હતા, પણ બાહ્માદશાહી વંશના પડવાથી,

તેઓ સ્વતંત્ર થયાં હતાં. યુસુફ આદીલશાહા, જે યુરોપીયન તુરક હતો અને જે પોતે કોનસટાનટીનોપલના સુલતાનનો દીકરો હોવાનો દાવો કરતો હતો, તેણે બાહમુની વંશની તાબેદારી શને ૧૪૮૯ માં છોડી અને બીજાપુર પોતાની રાજયધાની કરી. એ ત્રણ રાજયોમાં બીજાપુર ઘાણું ચઢતું હતું અને તેની સત્તા પણ ઘણી બોહોળી હતી. અમદનગરમા બુરહાન નીઝામશાહા રાજય કરતો હતો અને રાજા ઇબરાઇમ આદીલશાહા બીજો, બીજાપુરમા રાજય કરતો હતો. એ બંનો એક એકના હરીફ હતા. આ બંનોના કુટુંબો વચ્ચે કેટલી બધી દુશમેની ચાલતી હતી અને એક બીજાનું સત્યાનાશ વાળવામાટે કેટલા બધા કાવાદાવા ચાલતા હતા તેનું રસીલું વર્ણન જાણીતા લખનાર કરનલ મેડોઝ ટેલરે પોતાની "નોબલ કુઇન" નામની ચોપડીમાં આપ્યું છે. બીજાપુરમાં ઘણાંએક જોવાલાયક મકાનો બંધાયા હતાં, જેની કારીગીરી આજ પણ વખાણાય છે અને નામદાર બ્રીટીસ સરકારે પણ તે જાળવી રાખવા માટે કાળજી રાખીને કેટલોક ખરચ કીધો છે તે આપણે સારી રીતે જાણ્યે છીએ. નામદાર બ્રીટીશ સરકારે જે મકાનોની મરામત કરી છે તે નીચે પ્રમાણે છે.

૧. ઇબિરાઇમ આદીલશાહાની કબર જે ઇબરાઇમ રોજાને નામે ઓળખાય છે.
૨. મહમુદ આદીલશાહાની કબર. ૩. મેહતુરી મેહેલ.
૪. જુમામસજીદ. ૫. આસર શરીફ.
૬. બાહાદરશાહી કુવો મંડપો સાથે.

આસર શરીફ સર્વેથી સરસ બાહદરશાહી મેહલ છે જેમાં કેટલાક પવીત્ર લેખો પણ કોતરેલા છે. એની બાંધણી હેવી સરસ છે કે તે હાલ પણ તેની આગળી હાલતમાજ છે. જુમા મસજીદમાં આઠ હજાર માણસો બંદગી કરે એટલી તેમાં જગ્યા હતી; એ શીવાય સુલતાન મહમુદ આદીલશાહાની કબર ઉપર જે ઘુમટ છે તેને માટે કહે છે કે તેના બાહારના વ્યાસનો ઘેરાવો આખી દુન્યાના કોઇપણ મકાન કર્તા મોટો છે.

દિલ્હી ખાતે એ વખતે મોગલ શેહેનશાહાનો દોર ચાલતો હતો તેમને જયારે દખણનાં રાજયની ચઢતીની ખબર ગઇ ત્યારે કુદ્રતી રીતે તેમને અદેખાઈ ઊપજવી જોયે, તે પ્રમાણે અદેખાઇ ઊપજી અને આ નવાં રાજયોને જેર કરવા માટે તૈયારી કરી. સર્વેથી પેહેલી તૈયારી શેહેનશાહા અકબરે કરી હતી પણ ૧૬૦૫ માં, તેના મરણ સુધી તે

અમલમાં આવી નહોતી. અકબરનાં મરણ પછી દિલ્હી ખાતે ગડબડ ચાલતી હતી તેથી આ તરફ કોઇની નજર દોડી નહી; પણ એનો પોતરો શાહાજાન જયારે પોતાનાં કામથી પરવારયો ત્યારે તેણે દખણ-પર ચઢાઈ કરવાની ગોઠવણ કરીને, ૧૬૩૦ મા અમદનગર જેર કરીને, મોગલ સત્તા સ્થાપી હતી.

ઔરંગજેબનો પીતા શાહાજાન શને ૧૬૬૬ માં મરણ પામવાથી મોટાં વીસતારનાં રાજયનો તે ધણી થયો હતો; પણ દક્ષિણમાં એક નવુ રાજય ઊગતું હતું અને જેણે હિંદુસ્તાનની તવારીખમાં અગત્યનો ભાગ લીધો છે, તે વીશે ઔરંગજેબને ખબર નહોતી. મરેઠાઓ જુદી જુદી પાહાડી જાતના હતા પણ તેમનું અસલ મુળ અંધકારમાં રહી ગયું છે. આ જાતને પ્રખ્યાત કરનાર એક વીર પુરૂષ નિકળી આવ્યો જેણે પોતાના કામો અને ફતેહથી આખી દુન્યાને ગુંચવણમાં નાખીને આશ્ચર્ય પમાડી હતી. આ પુરૂષ તે શિવાજી છે. એનો પોતા શાહાજી અગર જો હલકી વર્ણનનો હતો તોપણ ફતેહમંદ સાહાસ કર્મ કરનાર હતો અને દખણના કાવાદાવા તથા લડાઇમાં ઘણો અગત્યનો ભાગ લીધો હતો. શિવાજીનો જન્મ તોપના ગોળા વચ્ચે થયો હતો અને ઘણી વખતે દુશમનોના હાથમાં જતો બચી ગયો હતો. હાવા સંજોગોને લીધે બચપણમાં તેને જે કેળવણી મળી હતી તે ઘોડેસ્વાર તથા જુદી જુદી જાતનાં હથ્યાર વાપરવાની હતી અને એમાં તે ઘણો નીપુણ હતો; વળી આટલી બધી ચાલાકી છતાં પોતાના ધર્મ ઉપર તથા વેહેમ ઉપર ઘણોજ ચુસ્ત હતો અને મોહોમેદનોને ધીક્કારતો હતો. એના પસંદ કરેલા શોબતીયો જંગલી તથા ઝનુની હતા અને અફ્વા એમપણ કહેછે કે ચોરોની ટોલીઓ પાસ તે હીસ્સો પડાવતો હતો; આખરે એણે જે લોભ રાખ્યો હતો તે પાર પડયો. દેશની હાલત જે અસ્થિર થઈ હતી, તે તકનો લાભ લઇ પોતે ધીમે ધીમે કામ કરવા માંડયું અને પડોસનાં રાજયોને અદેખાઇ ઊપજે એવી મજબુત હાલતે, તે પોહોંચ્યો ત્યાંસુધી પોતાનાં સઘળાં કામો ઘણીજ સાવચેતીથી કરતો હતો. ઔરંગજેબ જયારે દખણપર ચઢાઈ લાવ્યો, ત્યારે તેણે શિવાજી સાથ સંદેશા ચલાવ્યા, પણ એ બંને દરેક જાતની રાજદ્વારી ખટપટમાં એટલા બધા પુરવીણ હતા કે "એક એકથી ગાંજયા જાય નહી"

શિવાજી પોતાને પૈસે પોતાની મતલબ કાઢતો થયો તેથી બીજાપુરનાં રાજયને ધાસતી ઊપજી અને તેને દાબી દેવાનાં ચાંપટા ઊપાયો

લેવા માંડયા. એક ચઢાઈ મોકલવામાં આવી અને તેના શરદારને કેવા દગાથી મારી નાખ્યો હતો તે વીશે જુઓ પાને ૩૩ મે. આથી શિવાજીને પુશકળ દાલત મળી હતી પણ તેની જે આબરૂ વધી ગઇ તેની સાથ આ દાલતનો મુકાબલો થઈ શકે નહી.

અસ્ત અને ઊદયનો નીયમ શિવાજીને પણ લાગુ પડયો હતો અને ઔરંગજેબે તેને જેર કીધો હતો. તેને દિલ્હી બોલાવ્યો અને જે માગણી જેવાં મનથી કરવામાં આવી તેવાંજ મનથી કબુલ પણ રાખરાખવામાં આવી. એ માગણીમાં જણાવ્યું હતું કે તેને દખણ પાછા ફરવાની રજા આપવામાં આવસે. આ વચન ઉપર ભરૂશો રાખી તે દિલ્હ ગયો પણ ત્યાં તેને ઠંડો આવકાર મળવાથી અને શેહેનશાહે તેની મુલાકાત લેવાને ના પાડવાથી તેનુ મન કચવાયું; તેના ઉપર છુપી રીતે ચોકી પોહોરો મુકયો હતો પણ તે તેમની નજર ચુકવીને બચી ગયો હતો.

પોતાનો વગ તથા સત્તા વધારે મજબુત કરવા શિવાજી હાલમાં ઘણી ખંતથી મંડયો હતો. કેટલીક ખટપટથી તેણે પોતામાટે ઔરંગજેબ પાસ રાજાનો ખીતાબ મેળવ્યો અને પોતાના દીકરા માટે કેટલીક બક્ષીસ મેળવી; જે ફુરસદનો વખત મળ્યો, તેમાં તેણે પોતાના રાજયનો માહેલો કારોબાર સુધારી સંપુર્ણ કીધો પણ બાહાર કોઇને ખબર પડવા દેતો નહી અને એને સુસ્ત જોઇ એવું અનુમાન કરવામા આવ્યું હતું કે દિલ્હીના શેહેનશાહાના ખંડયા તરીકે રેહેવામાં તેણે સંતોશ માની લીધેલ છે. પણ આવું અનુમાન કરનારા ઠગાતા હતા. પોતાની લડાયક રીત પાછી ચાલુ કરીને સુરત, જે તેણે થોડાક વરશ ઉપર લુટયું હતું તે ફરી લુટયું. સુરતમાં યુરોપીયન પ્રજાની જે લાટીઓ હતી તેમાથી ડચ લોકોને કંઈ લાગતું વળગતું નહી હોવાથી એની સામા થયા નહી; એક તારતાર સરદાર પુશકળ દાલત સાથ મકકાથી આવતો હતો, તેને લુટી લેવા ફરેન્ચોએ, પોતાની લાટીમાથી જગ્યા આપીને ધીક્કાર જોગ માફીનો હક મેળવ્યો હતો; પણ અંગરેજી લાટીના માણસો પેહેલાની માફક, હાલમાં પણ શિવાજી સામા બળતવારીથી થયા હતા. પાયદળ લશકર ઊપરાંત શિવાજીએ એક મજબુત કાફલો પણ ઊભો કીધો હતો, જે, કામ પડે ત્યારે પાયદળ લશકરને મદદ આપતો અને નહી તો ચાંચવાપણાથી તેની દાલતમાં વધારો કરી આપતો. પોતાની ધારેલી મતલબ પાર પાડવાનો વખત નજદીક આવેલો જાણી તેણે પોતાની —નામાં સધારો કરવાના વીચારથી સ્વતંત્ર સત્તા અખત્યાર કરવા

માંડી અને પોતે ગાદીપર બેઠો ત્યારથી પોતાનો જુદો સન ચલાવવાનો ઠરાવ કીધો. આવે ટાંકણે જેટલું માન મળવું જોયે તેટલું તેને મળ્યું અને ઘણાકોને ખીતાબોની તેણે નવાજેસ કરી; આટલી બધી મોટાઈ મળતાં પણ તેણે પોતાની લુટફાટ કરવાની જાતી ટેવ છોડી નહી; આના મુખ્ય ભોગ બીજાપુર તથા ગોલકંડાના રાજયો થઇ પડ્યા હતા; પણ ૫૩ વરશની વયે મરણ પામવાથી સઘળી ખટપટ દુર થઈ હતી. મરણ વખતે એના તાબામા મોટા વીસ્તારનો દેશ, છુટી છવાઇ જાગીરો તથા તેની અંગત પુશકલ દોલત હતી. એના પછી એનો દીકરો સમભાજી ગાદીએ બેઠો.

ઈ. સ. ૧૬૮૪ માં, ઔરંગઝેબ શેહેનશાહે ફરીથી દખણ તરફ નજર દોડાવી, ત્યાં મજબુતીથી કામ લેવા ઠરાવ કરી, પોતાના વડા દીકરા શાહા આલમને કોંકનમાં મોકલીને મરેઠાના કીનારે આવેલા કીલ્લાઓ તાબે કરવાનો હુકમ આપ્યો હતો; પણ મરકી ચાલવાથી એનાં લશકરનાં એટલાં બધાં માણસો મરણ પામ્યાં કે તેને એકદમ ફતેહના અહીયા તરીકે પોતાનું થોડું લશકર લઇ દિલ્હી જવું પડ્યું; પણ બીજી તરફ શેહેનશાહાની ફતેહ ચાલતી હતી; બીજાપુર શને ૧૬૮૬ ની ૧૫ મી અકટોબરે તેના તાબામા ગયું તે પ્રમાણે ગોલકંડા ગયું નહી, કેમકે રાજાએ પોતાનું સર્વસ વેચીને લડાઇ ચાલુ રાખી હતી અને સાત મહીના સુધી બચાવ કીધો. ઔરંગઝેબનું જ્યારે ફાવ્યું નહી ત્યારે તેણે પોતાની જાતી રીત વાપરી કીલ્લાનો બચાવ કરનાર સરદારને લાંચ આપી ફોડયો અને રાતનાં મોગલ સવારોને કીલ્લામાં મોકલ્યા. ગોલકંડા પણ ૧૬૮૭ ના સપટેમ્બરમા ઔરંગઝેબના તાબામા આવ્યુ અને રાજાને દોલતાબાદના કીલ્લામાં કેદ કીધો. સમભાજી બદફેલીમાં પડવાથી તેના રાજયની પડતી આવી હતી તેનો લાભ લઈ ઔરંગઝેબે એ રાજાને પકડવાનું છટકું માંડ્યું; જો તે મુસલમીન થાય તો તેની જીંદગી બચે એવું કેહેવાથી રાજાને ઘુસ્સો લાગો અને અપમાનના શબ્દ કહ્યા જેથી ઔરંગઝેબે તેને રીબાવી રીબાવીને કાંપના બજારમાં ફાંસી દીધો. મરેઠાઓની રાજયધાની રાયગઢ પણ ગયું અને પછી હમેશ માફક ત્યાં સડો પેઠો. મરેઠાઓ લુલા થયા હતા પણ તેઓ સદંતર નાશ પામ્યા નહોતા. સમભાજીના ભાઇને ગાદી આપીને રીત પ્રમાણે કામ ચલાવવા માંડ્યું અને હવે સતારાને પાયતખ્ત બનાવ્યું. થોડાક વરશ પછી એ રાજયની એટલી બધી ચઢતી થઈ હતી

કે શિવાજીએ સરદારી નહી કરી હોય, તે કર્તાં વધુ લશકર તેઓ લડાઇના મેદાનમા મોકલતા તથા પસંદ કરવા લાયક નીયમથી ખંડણી લેતા. ઔરંગજેબ અચણુચ સતારા ઉપર ચઢી આવ્યો અને કેટલુંક નુકશાન ખમીને તે જીત્યું. આ બનાવની એક મહીનો અગાડી મરેઠા રાજા મરણ પામ્યો હતો અને તેનો દસ વરશનો દીકરો ગાદીએ બેઠો.

ઔરંગજેબ જેવા એક બળવાન શેહેનશાહાના હુમલા સામા દશ વરશનો એક બાળક પોતાની માના વાલીપણા હેઠલ ટકી શકે નહી અને વધવાની પણ આશા રહે નહી; ઔરંગજેબે કેટલાક મજબુત કીલ્લા લીધા, ઘણું જોર મારયું અને મરેઠા રાજને કચડી નાખવાના ઘણાક ઊપાયો લીધા, પણ તે ફોકટ ગયા અને મરેઠા રાજય આબાદ થતું ચાલ્યું. ઔરંગજેબ એમને જેર કરવા મોટું લશકર લાવ્યો હતો, તેને ખોરાકી વીગરે પુરી પાડવી ઘણું મુશકેલ થઇ પડયું અને ઊલટો ગુંચવાડામાં પડયો. અનાજનો દુકાળ ચાલતો તથા હિંદુસ્તાનથી જે અનાજ આવતો, તે મરેઠાઓ રસતેથી લુટી લેતા એટલુજ નહી પણ આસપાસ પણ લુટ ચલાવતા; અમદનગર આગળ મોટા લશકરપર હુમલો કરી તેનો સરસામાન વટીક લુટી લીધો તથા ઔરંગજેબ પોતે પણ સેજમા બચી ગયો. ઈ. સ. ૧૭૦૭ મા ઔરગજેબ ૫૦ વરશ રાજ કરી ૯૪ વરશની વયે મરણ પામ્યો.

ઔરંગજેબના મરણથી હિંદુસ્તાનમા કેટલોક ફેરફાર થઈ ગયો અને જે જેના હાથમા આવ્યું તે પચાવી પડયા. મરેઠાઓએ પણ હાથમાં આવેલી તક જવા દીધી નહી કેમકે નબળા રાજાના મરણ પછી રાજના મુખ્ય દરબારીઓ સત્તા લઇ બેઠા હતા; તેમાની એક પુનામા પેશવાના નામથી ચલાવી અને બીજી વડા સેનાધીપતીએ નાગપુરમા ચાલુ કીધી નાગપુરવાલો પુનાવાલાને નામનો વડો ગણતો અને બને સતારાનાં રાજાની હકુમત માટે મશકેરી કરી, ખરી સત્તા પોતે ભોગવતા. બીજા ઘણાક મરેઠા સરદારોએ જુદા જુદા રાજય સ્થાપ્યા હતાં, તેમા ગુજરાતમા વડોદરામા ગાયકવાડના નામથી ચાલુ થયું હતું. સતરમા સેંકડાની આખેરીએ મરેઠાઓની આવી હાલત હતી પણ એક બીજા નવા રાજયનો પાયો નખાયો હતો જે વીશે આ પુસ્તકના બીજા ભાગના પ્રસ્તાવનામા ખુલાસો કરવામા આવસે. બ્રીટીશો.

લા૦ સેવક,

દાદાભાઈ મનચેરજી ગોભાઇ

# અર્પણ પત્રીકા.

## મેહરબાન ખાનસાહેબ

## અબદુલહુસન અબદુલઅલી મુછાળા.

## સુરતના સરકાર તરફના

## મીઊનીસીપલ કમીશનર અને હોરા કોમના મોટા ધર્મગુરૂ મુલ્લાંજી સાહેબના ઓનરરી સેક્રેટરી.

તમારી કીંમતી સલાહ અને મદદથી મને ઘણો લાભ થયો છે તેના માનની યાદગારી તરીકે આ ચોપડી માનપુરવક તમને અરપણ કરી છે.

લા૦ સેવક,

મુંબઈ, તા૦ ૧ લી ફેબ્રુવારી સને ૧૮૯૦. } દાદાભાઈ મનચેરજી ગોભાઈ.

# નાના ફર્નવિસ.

કલમ બોલા મૈં ઈ સહનશા બડા હું
જો લીખ સખતા ઉસે સુલતાં બનાવું
અગર કમબખત હોવે તોભી એક વકત
ઉસે દૌલતકી લઝઝત કુચઇ ચખાવું

લખનાર

**દાદાભાઈ મનચેરજી ગોભાઇ.**

મુંબઇ,

કાસીદ પરેસમાં છાપીછે.

૧૮૯૦

# નાના ફર્નવિસ.

નાનાનો જનમ ઇ. સ. ૧૭૪૧ ના મે મહિનાની ૪ થી તારીખ સતારા શેહેરમાં થયો હતો. આ જનમથી એના કુટુંબમા ભારી હર્ષ પેદા થયો હતો અને હિંદુ લોકની રીત પ્રમાણે એના જનમાક્ષર કુટુંબના જોશીને દખાડયા તીઆરે તેણે **ધન મકરની** ગણત્રીથી એનુ જનમ નામ જનારધન ભાણુ આપયું હતું. જોશીજીએ ધરેનો વર્તારો કાઢી એવી ભવીષયવાણી કહી હતી કે "એ ધન દોલત અને માનપાન મેળવસે." આ અગમચેતી ખરી હતી કે ખોટી તે આપણને અગાડી ચાલતાં જણાસે. એનો પિતા જનારધન બલહારભાણુ એ વખતે બાળાજી બાજીરાઓ પેશવાની નોકરીમાં ફર્નવિસની નોકરીમા હતો જે વંશ પરંપરાથી ઉતરતી આવી હતી; એની માનું નામ રૂખમાબાઈ હતું જેણી મેહેંડલી નામનાં આબરૂદાર અને અસલી કુટુંબની હતી. બચપણમાં નાનાની જીંદગી કેવી રીતે ગુજરી હતી તેના કંઇપણ દસતાવેજ સચવાઈ રહયા નથી, પણ એટલી તો ચોકસ વાત છે કે એને જે કેળવણી આપવામાં આવી હતી તે ઘણીજ ઉતમ પ્રકારની હતી. હિંદુ લોકમા પોતાનાં બાળકોને બચપણમાં પરણાવીને તેનો લાવો લઇ લેવાની રીત, અસલથીજ ચાલતી આવીછે તે પ્રમાણે એને પણ ૧૦ વર્ષની ઉમરમાં પુણાના શદાશીવ રઘુનાથ ગડરે નામના એક આબરૂદાર વેપારીનો એશોદાબાઇ નામની છોકરી સાથે પરણાવયો હતો. નાની ઉમરથીજ એ સ્ત્રી લંપટ હતો જેથી તે જુદી જુદી વખત નવ બાયડીઓ પરણયો હતો જેઓનાં નામ નિચે પ્રમાણેછે. ૧ લી એશોદાબાઈ; આ બાઇને એક છોકરો થયો હતો પણ તે બચપણમાંજ મરણ પામયો હતો. ૨ જી લક્ષમીબાઇ; ૩ જી અનપુરાબાઈ; ૪ થી ભાડાબાઈ; ૫ મી આણંદીબાઇ; ૬ ઠી આઇશાબાઈ; ૭ મી અનપુરણાબાઇ; ૮ મી ભગાબાઈ અને નવમી જીુબાઈ; આ બાઈ અતિશય ખુબસુરત હતી પણ નાનો મરણ પામયો તે વખતે તેણી ઓરતના વેસમાં આવેલી નહોતી. નાનો જયારે ૧૫ વર્ષનો થયો તીઆરે એના પિતાનું મરણ

નિપજયું જેથી તેની ધર્મની સઘળી ક્રીયા એને કરવી પડી. નાની ઉમર છતાં પણ પોતાની હુશીઆરીથી એણે સારૂં નામ મેળવયું હતું તેમાં ખાસ કરીને પેશવાની વધુ પ્રીતિ મેળવી હતી. બાપનાં મરણ પછી ફર્નવિસની નોકરી પણ એનેજ મળી. પેશવાનું હેત એના ઉપર એટલું બધું વધી ગયું હતું કે એક ઘડી પણ એને વિહીણો મુકતો નહી અને જયાં જતો તયાં સાથે રાખતો. શ્રીંગાપટામની મુસાફરીએથી પાછા ફરયા પછી નાનાએ ઘરસંસાર માંડયો હતો જેથી તેને તયાં એક છોકરાનો જનમ થયો હતો પણ તે બચપણમાંજ મરણ પામયો હતો. છોકરાના ગમથી નાનો દલગીર થયો હતો તથા તેની તબીગત પણ બિગડી હતી તેથી પોતાના મિત્રને લઇને ગોદાવરીની જાત્રાએ ગયો. આ જાત્રાથી તેનાં દીલમાં ધર્મ સબંધી એટલી બધી અસર થઇ ગઇ કે ગંગાજીમાં સનાન કરવાને અને દુનીયાનો તયાગ કરવાનો તેણે ઠરાવ કીધો પણ સંસારમાં પડેલો હતો તેથી પાછળથી તેણે તે વીચાર તજી દીધો. આપણે ઉપર જણાવી ગયા છાએ કે એ સ્ત્રી લંપટ હતો, તોપણ તે સતયને ચાહાનારો હતો; વળી રાજદુવારી ખટપટમાં કુશળ હતો પણ લડાઇથી તે કાયર હતો.

---

## પ્રકરણ ૨જું.

આ વખતે આફગાનો તથા મરાઠાઓને જબરૂં બીઆબરૂં ચાલતું હતું. પેશવાનો વડો સેનાધીપતી સીવદશરાઓ ભાઊ હતો તે લડાઇમાં શુરવીર હતો પણ તેનામાં મોટી ખોડ એ હતી કે પોતાની ફતેથી તેહંકારી થયો હતો અને કોઇને પણ ગણકારતો નહી. લડાઈમાં કંઈ હમેશાં ફતે મળતી નથી એક હારે અને બીજો ઝીતે એવો અસલથી નીયમ ચાલતો આવેછે તે નીયમ પરમાણે ભાઊ કામ લેતો નહી અને તે એમજ સમજતો હતો કે તે હમેશાં ફતેજ પામવાનો. પણ આ વીચારમાં તે ઠગાતો હતો. આફગાનોએ તેનો પીછો પકડેઓ હતો અને આખરે તેને હાર ખાવી પડી હતી. આ હારથી તેનું પત ઊતરી ગયું હતું પણ પોતાનો ટેક રાખવાને બીજી ચઢાઇ લઈ જવા પેશવાને સમજાવતો હતો. પેશવાને પણ એવુંજ જોઈતું હતું તેથી આફગાનોને સીંધુ નદીની પેલી મેર હાંકી કાહાડવાને લશકર તઇઆર કીધું અને તેની

સરદારી પણ એ ભાઉનેજ આપી. આફગાનોને હાથ સખત હાર ખાધેલી હતી તેથી આ વખતે તેણે ઘણાજ ચુનંદા સવારો પોતાનાં લશકરમાં રાખેઆ હતા. **હરહરી હરહરી** બોલતા બોલતા લશકર મેદાન પડયું અને દીલ્લી તરફ કુચ કરવા માંડી અને પવીત્ર જમના નદીના એક ફાંટા આગળ તેઓએ આવીને વીસામો લીધો. આ ફાંટાને માટે દંતકથા કહેછે કે એ ઠેકાણે વીશનુના આઠમા અવતારે કરીશણ ઝાડીમાં સંતાઇને જે ગોપીઓ નદીમાં નાહવા આવતી તેઓનાં કપડાં લઇને છુપાઇ જતો હતો અને તેણીઓને બુમ પડાવતો. આ ઠેકાણે વીસામો લીધા પછી લશકર અગાડી ચાલયું. આ લશકરમાં ભાઉની સાથે સઘળા મળીને તરીસ હજાર લડવઈઆ હતા; અસલી નામચીન મરાઠા સરદારો જેવા કે મેહંડલી, રાજા બાહાદુર, વીંચુકર તથા પુરંધરી વીગરે બીજા ઘણાક પરખેઆત સરદારો પોતાના રસાલા સાથ દેશથીજ સામેલ થયલા હતા. એ શીવાએ ભાઉની મદદે જવાને માટે પેશવાએ સીંધીઆ, હોલકર, ગાયકવાડ, પવાર તથા બુંડલેના ઉપર હુકમો મોકલેઆ હતા તેઓ પણ આવી પોહોંચેઆ હતા; ધરમને માટે રજપુતોએ પણ પોતાના સવારો મોકલેઆ હતા અને માહારાજા હોલકરના સમજાવવાથી ભરતપુરનો સુરજમલ પોતાનાં ૩૦ હજાર માણસો સાથ આવી મળેઓ હતો; એ ઉપરાંત નોકર ચાકર તથા પીંઢારાઓની બે લાખ ઉપરની સંખેઆ સામેલ થઇ હતી. અગાડી મરાઠાઓએ ઘણી પણ ચઢાઈઓ કરી હતી પણ હાલના જેવું પચરંગી લશકર કોઈ વખત પણ સાથે મળયું નહોતું; આ લશકરનો ભપકો અને દમામ કંઈ ઓરજ તરાનાં હતાં; રેશમી તથા કસબી કપડાંનો કંઈ સુમાર હતો નહીં અને મરાઠાઓએ પોતાનાં બાંમાં સોનાના ગળચવા પેહેરયા હતા તેના ઉપર સુરજનાં કીરણ પડવાથી ઘણાં દુરથી તેનાં તેજનો દેખાવ મારતો હતો. સરદારોએ જરીના ડગળા પેહેરયા હતા. તંબુઓનો થાટ પણ તેવોજ ભપકાદાર હતો અને દરેકના તંબુપર જુદા જુદા સરદારોની નીસાણીના પચરંગી વાવટા ઉડતા હતા. આમાં સરવેથી સરેશટ તંબુ ભાઉ સાહેબનો હતો તથા તેના બારણામાં ભગવા ઝુંડો ફરફર ઉડતો હતો જેથી દરેક મરાઠાની રગમાં લડાઈનું લોહી ઉભરી આવતુ હતું. જનાનાને માટે તેઓની થોડેક છેટે તંબુઓ મારયા હતા; આ

જનાનામાં પણ દરેક પરભાઆત મરાઠા કુટુંબની સ્ત્રીઓ રહી હતી અને આ સઘળી દાડધામ અને ભપકાથી તેઓ અરધી ખુશી અને અરધી દલગીર હતી. અગાડી મરાઠાઓ લડાઈમાં હમેશાં સાદાજ આવતા હતા પણ આ વખતે તેઓના હરીફાને આગલી લડાઓમાં એવા ભપકામાં આવેલા જોઇને તેઓની નકલ કરી હતી અને મોગલોથી ચઢયાતા ગણાવાનો દાવો કીધો હતો. આ સઘળી દાઠધામ, થાટમાટ અને મોટી સંખેઆથી ભાઉ સાહેબ પેહેલાં કરતાં પણ વધારે હુંકારી થયો હતો અને સઘળાને તુચ્છકારી કાહાડતો. ભરતપુરવાળો સુરજમળ લઢાઈમાં ઘણો અનુભવી હતો, તેને આ સઘળુ પસંદ પડતું નહી. તેણે એવી દરખાસત કરી હતી કે "જનાનાને તથા તમામ ભારી અસબાબને ગવાલીઅર અથવા ઝાંનસીમાં કે તેઓના કોઇ મજબુત કીલ્લામાં મોકલી દેવાં. એટલામા તે પોતે મરાઠાઓના ઘોડેસવારોની સાથ, મુસલમાનોને કંટાળો આપશે અને તેઓની છાવણીમાં ખોરાક જતો અટકાવસે." આ દરખાસતને માહારાજા હોલકરે ટેકો આપેઓ હતો. પણ તે ભાઊ સાહેબે તુચ્છકારી કાહાડી હતી અને સુરજમળને હલકો પાડયો હતો. આ ડાપણ ભરેલી શીખામણ જો તેણે માની હતે તો તેમાં ઘણો ફાયદો થતે. લશકર એકદમ દીલ્લીપર ધસી ગયું અને કીલ્લાપર હુમલો કીધો. મરાઠાઓ એટલા બધા સુરપર ચઢી ગયા હતા કે તેઓમાંથી કેટલાંક માણસો યાહોમ કીલ્લા ઊપર ચઢી ગયાં અને અંદર દાખલ થઈને તયાં લુટ ચલાવી. કેટલોક વખત સુધી તો મુસલમાનોની નજરે આ લોક પડયા નહી, પણ જયારે લુટ કરતાં દીઠા તે વખતે ફકત બાર મુસલમાનોએ તેઓને બકરાંની પેઠે તયાંથી મારી કાઢયા. મરાઠાઓએ પછી કીલ્લા ઉપર ટોપનો મારો ચલાવેઓ જેથી કીલ્લો આખરે શરણ થયો. કીલ્લો શરણ થતામાંજ ભાઉ સાહેબ ફુલાઈ ગયો અને પોતાના પીતરાઈ વીસવાસરાઓને દીલ્લીની ગાદી આપીને સુજાઉદદવલાને તેનો વજીર ઠરાવી દીધો. જમના નદીમાં પુર હતો તેથી ભાઉએ કીનારે તંબુ મરાવેઆ અને તીઆં લશકર રાખેયું. ભાઉના લશકરમાં હવે ખોરાકની તંગી પડવા લાગી, કેમકે દખણથી જે જથો લાવેઆ હતા તે સઘળો તેઓએ કંઇ પણ વીચાર વગર લખ લુટપણે વાપરી નાખેઆ હતો; અનાજની સાથ

ખજાનો પણ ખુટી ગયો હતો અને ભાઊએ દુરઅંદેશી વાપરીને દખ-ણથી નીકળતી વખતે સાથે બે કરોડ રૂપીઆ રાખેઆ હતા તે તથા હોલકર સીંધીઆ અને બીજા સરદારોએ ત્રણ કરોડ રૂપીઆ આપેઆ હતા તે પણ પુરા થઇ ગયા હતા. ખોરાક તથા પઈશા બંનેની સાથે સાથે તંગી આવી પડવાંથી ભાઊ નાહીમત થઈ ગયો હતો અને કરડવા આવતો હતો. ઘણાં ફાંફાં મારયાં પણ જયારે કંઇ ઊપાય રહયો નહી તયારે દીલ્લીના બાહાદશાહાના તખતનાં ઝવેરાત ઊપર તેણે નજર દોડાવી. હોલકર તથા શુરજમળે તેને ઘણોએ સમજાવેઓ કે એ કામ રાજદ્રુવારી કાનુનથી સદંતર ઉલટું તથા અપમાન ભરેલુંછે, પણ તે એકનો બે થયો નહી અને તખતને ભંગાવી નાખીને તેનાં હીરા વીગરે વેચી નાખેઆ તેથી ફકત સતર લાખ રૂપીઆ ઉપજેઆ. ભાઉના સવભાવથી સુરજમળ કંટાળી રહેલો હતો અને બહાનું શોધતો હતો તેથી આ પરમાણે થતાંજ તે પોતાનાં લશકર સાથ દેશ ચાલી ગયો. મુસલમાન સરદારોના વગથી રજપુત સરદારો પણ આ એકસંપીમાંથી નીકળી ગયા.

—:o:—

## લડાઇની તઈઆરી.

અમદશાહા અબદલીએ ગંગા નદીને સામે પાર પોતાની ... નાખી હતી અને નઝીબદદઉલાની મારફતે સુઝાઉદદઉલાને પણ મુસ-લમાનોની એક સંપીમાં લેવાની કોશીસ કીધી હતી; સુઝાઉદદઉલાની વલણ મરાઠાઓની તરફણછે એવું સમજીને અબદલીની સાથ સુલેહ કરવાને માટે ભાઉએ તેને કામ સોંપેયું હતું પણ તેમાં તે ઠગાયો હતો. વરસાદ નરમ પડવા પછી શાહા આલમના દીકરા મીરઝાં જુવાનબક્ષને દીલ્લીની ગાદીપર બેસાડીને સુઝાઉદદઉલાને તેનો દીવાન ઠરાવેઓ. કીલ્લાની તપાસ રાખવાને નારૂપંતને થોડુંક લશકર આપીને પોતે ધંજીપુરાના મજબુત કીલ્લાને ઘેરો ઘાલવા લશકર લઇ ગયો. મોહોમે-દન સરદારો છુપી રીતે બીજીજ ગોઠવણ કરતા હતા તે મરાઠા સરદારોને ખબર પડવા દેતા નહી. ધંજીપુરાના કીલ્લાની પાસબાનીને માટે જે લશકર હતું, તેનો છુટકો કરવાને અમદશાહા બહુ આતુર હતો પણ જમના નદીમાં પાણીની ભરતી હતી તેથી તેનો કંઈ ઉપાય

ચાલ્યો નહી. મરાઠાઓ કીલ્લાપર તુરત વેળા હુમલો નહી કરે તે માટે વખત કાઢવાને માટે, તેણે તેઓની સાથ સુલેહ કરવાના સંદેસા ચલાવેઆ; પણ તેમાં તો તે નીશફળ થયો. નદીમા ઓટ થવાની તે વાત જોતો હતો એટલામાં તેના જાસુસોએ દીલ્લીથી ૨૦ માઇલ ઉપર પાર ઉતરવાની જગયા શોધી કાઢી અને તયાંથી પેલે પાર ઉતરી ગયેલ ભાઉ સાહેબને આ વાતની ખબર પડી તે તેણે હસી કાઢી; એટલામાં તો તા૦ ૨૫ મી ફબરૂઆરીએ મોહોદનોનું તમામ લશકર તીઆં ગોઠવાઈ ગયું. તા૦ ૨૬ મીએ બંને બાજુનાં લશકર વચે એક શખત લડાઈ થઇ તેમાં બંને બાજુવાળા ઝીતવાનો દાવો કરતા હતા. નાનાએ આ લડાઇમાં બીલકુલ ભાગ લીધો હતો નહી કેમકે તે કાયર હતો. જનાનાના તંબુ આગળથી તોપના ગોળા પસાર થઇ જતા હતા તેથી તેઓમાં મોટો ગભરાટ ઉડયો હતો. તંબુમાં નાનાની મા પણ હતી, તેણીને ઘભરાયલી તથા ધુજતી, નાનાએ દીઠી, તયારે તેણીને ઘણો દીલાસો આપેઓ અને ખુદાના ઊપર ભરૂશો રાખવાને હીમત આપી. મોહોમેદનોનો વીચાર બીજે દીવસે લડાઈ જારી કરવાનો હતો; હોલકરનો એવો વીચાર હતો કે આસપાસના રસતા ઘેરી લઇ ચીલઝપટ કરી લુટફાટ કરીને મોહોમેદનોની છાવણીમાં ખોરાકી જવા દેવી નહી. ઇબરાહીમખાન ગારડીનો વીચાર આથી જુદોજ હતો અને તેણે ઊસકેરાઇ જઇને જણાવયું કે "આવા ઉપાયથી તો તે તથા તેનુ લસકર નાશ પામી જશે." આવી ગડબડમાં મરાઠાઓ તોપના બાર કરતા પાનીપત ગયા; હીઆં ઇબરાઇમખાનની સલાહથી છાવણી નાખી; પોતાની છાવણીના બચાવને માટે આસપાસ ૫૦ ફીટ પોહોળી અને ૧૨ ફીટ ઊંડી ખાઇ ખોદાવી તથા એક કોટ બાંધીને તેના ઉપર પોતાની તોપો ચઢાવી. અમદશાહે પોતાનાં લશકરની છાવણીની આસપાસ બચાવને માટે મોટાં મોટાં ઝાડો કપાવીને નંખાવયાં હતાં. મુસલમાનોનાં તમામ લશકરમાં આસરે ૮૦ હજાર લડાયક લશકર, ૭૦ તોપો તથા બીજો મોટો ભાગ વગર કવાયદવાળાં લશકરનો હતો. મરાઠાઓનાં લશકરમાં આસરે ૭૫ હજાર લડાયક લશકર, ૨૦૦ તોપો તથા પીંઢારા અને નોકર ચાકર મલીને બીજાં બે લાખ માણસો હતાં. બને તરફનાં લશકરો શુરપર ચઢી રહેલાં હતાં અને લડાઇ કરવાને

તતપર થઈ રહયાં હતાં. આગમાં તેલ નામવા જેવો મામલો આવી લાગો હતો. જરા જરામાં બંને બાજુના સવારો લડી પડતા હતા અને દરરોજ નાની નાની લડાઇઓ ચાલતી હતી તેમાં મરાઠાઓની ફતે થતી હતી. મુસલમાનોને હેરાન કરવાને માટે ભાઉએ ગોવીંદપંત બુંડલેને હુકમ આપેઓ હતો તે પરમાણે તે ગુપચુપ કામ કરયો જતો હતો; પણ મોહોમેદન સરદારો એ વાતમાં ગાફલ રહા હતા નહી. આતીખાનને ખાસ એજ કારણ માટે મોકલ્યો હતો તેણે છુપી રીતે એક આંબાની ઝાડીમાં ભરાઈ રહીને ગોવીંદપંતના ઉપર હુમલો કરીને તેનાં ઘણાંક માણસોને મારી નાંખેઆં તથા બુંડલેનું માથું કાપીને અબદલીના ઊપર ભેટ તરીકે મોકલયું. આથી સુલેહના કોલકરાર ચાલતા હતા તે એકદમ બંધ પડી ગયા. ગોવીંદપંતનાં મરણથી મરાઠાઓની પડતી દશા બેઠી. દીલ્હીથી ખજાનો લઇને માણસો આવતાં હતાં તેઓ ભુલમાં મરાઠાની છાવણીને બદલે મોહોમેદન છાવણીમાં પેઠા જેથી તેઓની પાસ ખજાનો લુંટી લઇને તે બીચારાઓને કાપી નાખેઆ. રજપુત સરદારો ભાઉના હંકારને લીધે એકસંપીમાંથી અગરજો નીકળી ગયા હતા તોપણ તેઓ મરાઠાઓને નાણાંની મદદ કરતા હતા. સુરજમળે એક મોટી રકમ મોકલી આપી હતી તે સલામત પોહોંચી હતી. બાહારથી નાણાંની મદદ મળવા છતાં પણ તંગી નરમ પડી નહી અને ઓર વધવા લાગી. માણસો પગારનો તકાદો કરવા લાગાં અને આમલો દીનપરદીન બગડતો ચાલ્લેઓ. હોલકરે આ ઉપરથી એવી દરખાસત કરી કે ઘોડેસવાર લશકરથીજ હુમલો કરવો અને ગારદીઓને છાવણીના બચાવ માટે રાખવા. આ પરમાણે તા૦ ૨૯ મી નવેમબરે અમદલીના ડાબી બાજુનાં લશકર ઉપર હુમલો કરવામાં આ૦યો. એ ભાગમાં શાહા વલીખાન હતો તેની સાથ લડાઈ ચાલી. આ લડાઇમાં અફગાનો ઘણી બાહાદુરીથી લડયા હતા તોપણ તેઓના બે હજાર ઉપર માણસો કપાઈ ગયાં; વઝીરની મદદે બીજું લશકર આવી પોહોંચયું તેની મદદથી અફગાનોએ મરાઠાઓનાં એક હજાર માણસ મારી નાંખયા તથા તેઓને પાછા હઠાડયા. બંને તરફનાં લશકર આવી દરરોજની ઝપાઝપીથી કંટાળી ગયાં હતાં; એટલામાં એવો બનાવ બનેઓ કે શાહા વલીખાન નીમાઝ પઢવા જતો હતો એ તકનો લાભ લઈને, મરાઠા સરદાર

તેના ઉપર હુમલો લાવેઆ; મોહોમેદનો ગફલતમાં તો હતાજ નહી તેથી ખબર મળતાંજ નઝીબદદઉલા તથા બીજા સરદારો મદદે દોડી ગયા. તયાં એક જીવ સટોસટની લડાઇ થઈ. નઝીબદદઉલા મોટાં લશ-કરથી છુટો પડી ગયો હતો તેનો લાભ લઇને બલવંતરાવ દીવાને એક-દમ તેના ઉપર હુમલો કરીને ૩૦૦૦ રોહીલાઓને કાપી નાખ્આ અને નઝીબદદઊલા દુશમેનના હાથમાં પકડાઇ જતાં સેજમાં બચી ગયો; બળવંતરાઓ જીતની અણીપર હતો એટલામાં સાંજ પડતાં એક ગોળી તેને લાગી જેથી તે મરણ પામયો. આથી ભાઉ ઘણો ઊદાસ થઇ ગયો અને પોતાના મીત્રનું મુડદું લઇને છાવણીમાં ગયો અને લડાઇ થોડો વખત બંધ રાખી. મોહોમેદન લશકરમાંથી શુઝાઊદદઊલાનો એવો અભીપરાય હતો કે તઠનેફડ છેલ્લી લડાઇ કરવી; પણ અમદશાહાનો વીચાર જેમ બને તેમ દીવસ કાઢવાનો હતો. તે સમજતો હતો કે જયારે તેનાં માણુસોની સંખયાનાં પ્રમાણમાં તેની છાવણીમાં જે તંગી ચાલેછે તેનાં પ્રમાણમાં તો મરાઠાઓના લશકરમાં વધારે ચાલવી જોઇએ. શાહાવલીની અટકલ ખોટી નહોતી. મરાઠાઓ ભુખે મરવા લાગા અને ખોરાક ખોરાક એવી રીતે બુમો પાડીને છાવણી ગજાવી મુકતા હતા. સેંકડો માણુસોના પ્રાણુ નીકલી જતા; એવી દશા જોઇને ભાઉ પણુ નીરાશ થઇ ગયો હતો. સુલેહના કોલકરારને માટે સંદેસા ચાલતા હતા પણ તે નીરર્થક હતા કેમકે શાહાવલીખાન માતર આ સુલેહના સંદેસાનાં બાહાનાંથી મરાઠાઓને વધારે અગવડમાં મુકવાની કોશીસ કરતો હતો. મરાઠા લશકર કરતાં જનાના તથા નોકર લોકોમાં ભુખમરાએ વધારે ઘેર ઘાલ્યું હતું અને એક રાતના નોકરો જીવપર આવીને ખોરાક શોધવાને માટે પોતાની છાવણી મુકીને બાહાર નીકલેઆ હતા તેઓ અફગાનોના હાથમાં સપડાઈ જવાથી બકરાંની માફક તેઓને રેહેંસી નાખેઆ હતા. ભાઉ હવે બરોબર પોતાની હાલત સમજી ગયો અને પોતાની છાવણીમાં જેટલો ખોરાક હતો તે લશકરને વેંહેંચી આપયો કે પેટપુર ખાવાનું મળે તો લડાઈ વધારે જોરથી થાએ.

## પ્રકરણ ૩ જું.

ઈરાનનું રેતું મેદાન જયાં હજારો લડાઈઓ થઈ હશે તથા લાખો માણુસો મારેઆં ગયા હશે, એ વાત તવારીખ તથા દંતકથા

ઉપરથી આપણા જાણવામાં આવીછે. ઈરાનની મુશાફરીએ જનારા મુસાફરો,રેના મેદાનમાં પગ મુકતાંજ તેનો ભયંકાર દેખાવ જોઈને આશ્ચર્ય પામેછે અને પોતાની આંખના ગમાંજુના કતરા વરસાવેઆ વગર તથા તે મેદાનને સેજદા કરેઆ વગર તયાંથી તેઓ પસાર થતા નથી. આ પાણીપતનું મેદાન પણ તેવુંજ સમજવું. એ મેદાનમાં પાંચ મોટી લડાઇઓ થઈ હતી તેમાં પેહેલી ઈ. સ. પુ. ૫૦૦૦ વરશપર કૌરવ તથા પાંડવો વચે થઈ હતી જેમાં કૌરવો હારયા હતા; બીજી ઈ. સ. ૧૧૯૧માં શાહાબુદીન ગોરી તથા પરૂથુ રાજ વચે થઈ હતી જેમાં શાહાબુદીન હારયો હતો; ત્રીજી ઈ. સ. ૧૫૨૬માં થઈ હતી જેમાં બાબરે દોલતખાને મદદ આપી ઇબિરાઇમ લોદીને હરાવેઓ હતો; ૪ થી શીકંદર તથા હીમુ વચે થઈ હતી જેમાં હીમુ હારેઓ હતો; પાંચમી પેલી તવારીખમાં જણાયલી માહાભારત મોટી લડાઇ ઈ. લ. ૧૭૬૧ માં થઇ હતી જેમાં મરાઠાઓની સખત હાર મુસલમાનોને હાથ થઈ હતી.

—:o:—

## પાણીપતની લડાઇ.

ઉપર આપણે જોઇ ગયા છીએ કે મરાઠાઓની છાવણીમાં ભુખમરાએ જબરૂં ઘેર ઘાલેયું હતું તથા અમદશાહા લડાઇ ઢીલમાં રાખીને તેઓને વધારે કમજોર થવાની રાહા જોતો હતો. ભાઉના બોલોમાં "પ્યાલો કોરસુધી પાણીથી ભરાઈ ગયેછે અને તેમાં એક ટીપું પાણી રહે એટલી પણ જગા નથી" એવી છેકબારીક હાલત મરાઠાઓની થઈ હતી. ઇ સ. ૧૭૬૧ ની ૭મી જાનેવારીએ,પરોઢયામાં મરાઠા લશકરની છાવણીમાં ગરબડ ચાલી રહી હતી, સવારો તથા સીપાઈઓએ ગઈ રાતનાં પેટપુર ખોરાક ખાઇ લીધો હતો તેથી તેઓમાં હીમત આવી હતી; જનાનાની ઓરતો અંગોલ કરીને પરમેશવરની પુંજામાં રોકાઈ ગઈઓ હતી અને પોતાના લાગતાવલગતાઓ માટે ફતેની દુવા ચાહતી હતી; ભાતચારણો અને કવીઓ લશકરીઓને શુર ચઢાવવાને માટે પોતાના આગલા જોધાઓની કીરતીનાં શુર ભરેલાં ગાયણો ગાતા હતા; રણશીંગડાં તથા નગારાના અવાજે આશમાન અને જમીન બેહેર મારી ગઈ હતી; ઇબિરાઈમખાન ગારડીના શુરા લડવઈઆઓ આકાશમાં પોતાનાં બાણ છોડીને પોતાની હુશીયારી બતાવતા હતા અને તમામ અદનાથી તે આલા સુધી લડવાનાં જુદી જુદી જાતનાં હથીઆરો લઇને

બાહાર પડવાની નીશાણીની વાટ જોતા હતા. બીજી તરફથી ભાઊ પોતાના લશકરી વડા સરદારોની સાથ દરબાર ભરીને ગંભીર વીચાર કરવામાં ગુંટાયો હતો અને આખરે પાનનાં બીડાં આપીને લડાઈ કરવાનો વીચાર કરી ઉઠયા હતા. લડાઈનાં નગારાં થતાંજ મરાઠા લશકર કપાલે ચાલાં કરી પોતાની પાઘડીના છેડા છુટા મુકીને **હર હરી હર હરી** કરતા બાહાર પડયા. એ લોકો લડાઈમાં ઝીતવાને નહી પણ હારવાને માટેજ જાયછે એવા નાહીમત અને ઊદાસ દેખાતા હતા. આ લડાઈમાં મરાઠા કુટુંબના ઘણાં પરખીઆત માણસો તથા સરદારો મદદને માટે પોતાના રશાલા સાથ આવેઆ હતા. આ લડાઈમાં તેઓ પોતાની ખાનગી દુશમેની ભુલી ગયા હતા અને હીંદુ રાજની ચઢતી માટેજ મદદ આપવા આવેઆ હતા. બીજી સઘલી ફીકરોમા ઓરતોની મોટી ફીકર હતી; તેઓને ભાઊએ મહલારરાઓ હોલકરના સવાધીનમાં આપી હતી કેમકે મહલારરાવ હોલકરને,મોગલ સરદારમાં વગ હોવાથી તેઓનો આખરે બંચાવ કરી શકે. મરાઠા લસકરની તઈયારીથી મોગલો ગાફેલ હતા, પણ જયારે તેઓને ખબર મળી કે મરાઠાઓનુ લશકર પાણીના રેલાની માફક ધસયું આવેછે તયારે તેઓએ પણ પોતાનાં લશકરને બાહાર કાહાડયું.

મરાઠા લસકરમાં જે પ્રમાણે પરખીઆત સરદારો હતા તેજ પ્રમાણે મોગલ લશકરમાં પણ બાહાદુર સરદારો હતા. હરોલમાં તોપખાનું રાખયું હતું. શાહા વલીખાન અફગાનોની સાથે મધય ભાગમાં હતો, જમની બાજુમાં અમદખાન બંગસ, હાફીઝરેમન તથા ડુંડલીખાન હતા. શાહા વલીખાનની ડાબી બાજુએ શુઝાઉદદઉલા, રોહીલા વીગેરે હતા. મરાઠાઓનાં લશકરની હરોલમાં ઈબરાહીમખાનગારડી, તેની પછવાડે દામાજીરાવ ગાયકવાડના ઘોડેસવારો, તેની પાછલ વીઠલ શીવદેઓ, શીવરેશરાઓ ભાઉ તથા વીસવાસરાઓ, સીંધયા, હોલકર વીગેરે હતા. બંને તરફનું લશકર આ પરમાણે તઇઆરી કરીને એકએકના ઉપર હુમલો કરવાની રાહા જોતું હતું. લડાઈનો ઝુંડો ઉડતાંજ બંને તરફથી તોપોનો મારો ચાલેઓ. ઈબરાહીમ ગારડી લડાઇની કળા સમજતો હતો તેણે ગાયકવાડના સવારોની મદદથી રોહીલાઓના ઉપર જબરો મારો ચલાવેઓ. પોતાની ડાબી બાજુનાં લશકરને અમીરબેગ

તથા બરખોરખાનના હુમલાની સામાં બચાવ કરવાને રાખેઆ હતા. મરાઠાઓની જમની બાજુએ સંકોજી સીંધીયાની સામા શાહા પુસુનદખાન તથા નઝીબદ્દઉલા હતા. નઝીબદદઉલાએ પોતાનાં પાયદલ લશકરને માટે ઘણી મેહેનતથી પુસતાઓ ઉભા કીધા હતા તે એવી મતલબથી કે જો કામ પડે તો તે દરેક પુસતાપર રહીને બચાવ થઇ શકે. વડા વજીર ની સામાં શીવદેશરાઓ તથા જસવંતરાઓ પવાર હતા. આ ઠેકાણે પેલો મજાનો **ભગવા ઝુંડો** ઉડતો હતો તે ઉપરથી જણાતું હતું કે લશકરનો વડો તયાંછે. લડાઇ એટલી બધી રસપર ચઢી આવી હતી કે બંને તરફના સવારો પોતાનાં તોપખાનાથી પણ અગાડી ધસી ગયા હતા. લડાઇના મેદાનમાં મરાઠાઓ **હર હરી હર હરીના** પોકારોથી શુરપર ચઢી ગયા હતા અને મજબુતીથી લડતા હતા. વડો વજીર પોતાના દસ હજાર ચુનંદા સવારોને લઇને મોટાં લશકરથી છુટો પડી ગયો હતો તેમાં તેણે મોટી ભુલ કીધી હતી તથા તેનું પરીણામ તેને ચાખવું પડયું હતું. આ વખતે મરાઠાઓ તેનાં લશકરની છેક અંદર ઘુસી ગયા હતા જેમાં સખત લડાઈ ચાલી હતી અને સવારો એક એકના આંચકાથી જમીનપર પછડાઇ પડતા હતા. લડાઇના જોસથી જમીનપરની ધુળ છેક આકાશમાં ઉડતી હતી અને એટલી ધરપકડ ચાલતી હતી કે તેમાં બાપ દીકરાને તથા દીકરો બાપને ઓળખી શકતો નહી. મરાઠાઓનાં લશકરી માણસોમાંથી જયારે **હર હરી હર હરી માધેવ** એવા શબ્દ નીકળતા ત્યારેજ હીંદુઓ ઓળખાતા. આફગાન લશકરમાં એજ પરમાણે હતું તેઓ **અલા દીન** એ શબ્દથી ઓળખાતા હતા. લડાઇ જોસમાં હતી તે દરમીઆન શાહા વલીખાન પોતાના ઘોડા ઉપરથી કુદી પડયો તેની પછવાડે તેના બાહાદુર સવારો પણ કુદી પડયા; પણ બીજા આફગાન સરદારોએ તો નાસવા માંડયું તેઓને શાહા વલીએ હીમત આપીને કહયું કે "આપણો દેશ તો ઘણો દુરછે તમો કીઆં જાઓછો?" આ બોલવાની અસર થઈ નહી અને ઘણાખરા પોતાના તંબુમાં ભરાઇ ગયા જેઓને ઘણી મેનતથી બોલાવેઆ. ઇબરાહીમખાન ગારદી જખમી થયો હતો તોપણ તેની ફતે થઇ હતી અને આઠ હજાર રોહીલાઓને મારી નાખેઆ હતા. મરાઠાઓ એમ સમજતા હતા કે તેઓની ફતે થઇછે પણ મુસલ-

ગામોનું ડાબી બાજુનું લશકર હજી સલામતછે તેની તેઓને ખબર હતી નહી. ડાબી બાજુનં લશકર સલામતછે એવી ખબર અમદશાહાને પડી તે વખતે તેણે પોતાના સેનાપતીની અક્કલપર આફરીન કરીને તેની મદદમાં ઉપરાસાપરી લશકર મોકલ્યું. આ લશકરની મદદથી મોહોમેદનો પાછા જોસમાં ચઢ્યા અને ઉપરાસાપરી હુમલાઓ જારી રાખ્યા. મરાઠાઓ આ હુમલા હીમતથી પાછા હઠાવતા હતા, પણ આખરે હાથોહાથની લડાઇમાં મજબુત બાંધાના આફગાનોની બરોબરી તેઓ કરી શક્યા નહી. આ લડાઇમાં મરાઠાઓની ફતે થવાની વકી હતી પણ તેથી ઉલટું પરીણામ નીપજવાથી તેના દોશ મલ્હારરાવ હોલકરને શીર રહી ગયોછે. (મલ્હારરાવ હીમતવાન તથા લડાઈની કળા જાણનારો હતો તેથી તેની ખાતરી હતી કે મરાઠાઓ ફાવનાર નથી તથી તે પોતાનાં લશકરને લડાઇમાંજ રોકાયલું રાખીને કોઇને ખબર નહી પડે એવી રીતે ગુપચુપ નીકલી ગયો હતો. જો તે લડાઈનાં મેદાનમાંજ રહયો હતે તો બીજાઓના જેવા તેના પણ હાલ થતે. કેટલાક તો એવો ઇસારો કરી ગયાછે કે તે ફુટો હતો.) લડાઈ થોડો વખત મુલતવી રાખવાને એણે દરખાસત કરી હતી, પણ ભાઉએ તુચ્છકારીને એને જવાબ આપેઓ હતો કે એ ભરવાડની સલાહ કોણ પુછેછે ? આવી સખત લડાઇમાં બપોર પછી બે કલાકે મરાઠા લશકરનું નાક વીસવાસરાઓ મરણતોલ જખમી થયો હતો; આ ખબર ભાઉને થતાંજ તે પોતાના વાહાલા પીતરાઇને જોવાની ઉતાવળમાં હાથી ઉપરથી નીચે ઉતરી પડયો અને પોતાના વફાદાર આરબી ઘોડાપર સવાર થઇને ગરબડમાં નાસી ગયો. હોલકરને અગાડીથી ખબર હતી તેથી તે પણ નાઠો અને પછી દામાજી ગાયકવાડે પણ પોતાનો રસતો લીધો. થોડા વખતમાં આ વાત આખાં લશકરમાં ફેલાઈ ગઈ અને મરાઠાઓ ધણીધોરી વગરના થઇ પડયા અને લડાઈ બંધ પડી (પાણીપતની આ પરખ્યાત લડાઇમાં આફગાનોની ઝીત તેઓની મરદાનગીથી થઈ હતી એમાં તો કંઇ શક નથી તોપણ મરાઠાઓ એવું કહેછેકે વીસવાસરાઓની; મરદાનગીથી તેઓ ઝીતવાની અણીપર હતા પણ ભાઉ એકદમ ઘભરાઇ જઇને પોતાના પીતરાઇને મરતી વખતે મળવાની ઉતાવળમાં પોતાના હાથી ઉપરથી નીચે ઉતરી પડયો તથા

લશકરને એ વાતની ખબર પડવા દીધી તેથીજ ઉલટું પરીણામ નીપજ્યું.) મરાઠા લશકર ઘભરાઈ ગયું, હજારો માણસો કપાઈ ગયાં, હજારો માણસો બચાવને માટે જે આઇ ખોદી હતી તમાં પડીને ગુંગળાઇને મરણ પામેઆં, બૈરાં છોકરાં તથા મરદો પાણીપતના ગામડામાં જઇ ભરાયાં પણ આફગાનોએ તેઓને ઘેરી લીધાં. આ બીચારાં નીરદાશોની હાલત એવી થઈ હતી કે ગમે એવો ઘાતકી માણસ હોય તેને દયા ઊપજેઆ વગર રહે નહી; પણ આફગાનો દયા એટલે શું તે જાણતાજ નહોતા; બીજે દીવસે સવારમાં તેઓએ પોતાના હીસસા વેહેંચી લીધા; બૈરાં તથા છોકરાંને ગુલામ તરીકે રાખેઆં અને મરદાને કાપી નાખીને તેઓનાં શરીરના પોતાના તંબુ આગલ ફતેના હદીઆ તરીકે ઢગલા કીધા. વીસવાસરાઓનું મડદું અમ્મદશાહે જોવાને માટે પોતાની પાસ મંગાવયું, તે વખતે અફગાનોએ ગરબડ કરી મુકીને પોતાની સાથ કાબુલ લઈ જવા જણાવયું પણ સુજાઉદદઉલા તથા રોહીલા સરદારોના સમજાવવાથી તેને બાળવા માટે હીંદુઓને આપેયું. જંકોજી સીંધીઆ તથા ઈબરાહીમખાન ગારડીને મારી નંખાવેઆ. મરાઠાઓની પાયમાલી કરનાર ભાઉ પણ કોઈ એકુતોને હાથ મારેઓ ગયો હતો. બીજા ઘણાક સરદારો અફગાનોને હાથ મારયા ગયા હતા તથા બીજા જખમી થઇને નાઠા હતા. આ મોટી લડાઇમાં મરાઠાઓનાં આસરે બે લાખ ઉપર માણસો મારયાં ગયાં હતાં. અફગાનો અગરજો આ લડાઈ ઝીતેઆ હતા તોપણ તેઓના લશકરની મોટી સંખેયા મારી ગઇ હતી.

—:o:—

## પ્રકરણ ૪ થું.

પાણીપતની લડાઈનું પરીણામ જાણવાને માટે માહારાશટરમાં લોકો ઇંતેજાર થઈ રહયાં હતાં અને કાસદોની દોરેદોડે વાટ જોતાં હતાં કેમકે એ લડાઇમાં આખાં દક્ષીણના તમામ સરદારો વીગરે ગયલા હતા. લડાઇ શરૂ થઇ તે પછીની વીગતવાર ખબર ભાઉ તથા નાનો અવારનવાર મોકલી આપતા હતા. ભાઉ હમેશાં લશકર તથા નાણાંની મદદની માગણી કરતો હતો; દરરોજ માઠા સમાચાર આવતા હતા તેથી પેશવા પુનેથી અમદનગર જઈ રહયો હતો અને જેમ બને તેમ જલદી ખબર મળે માટે તીયાંથી નીકળીને ગોદાવરી નદીના કીનારાપર છાવણી નાખી

રહયો હતો. આ ઉની મદદને માટે દશ હજાર માણુસનું લશકર જાણોજી બોંશલેની સરદારી તળે હીંદુસતાન રવાના કીધું હતું તે લશકર હજીતો નરમદા નદી ઉતરે એટલામાં ઔરંગાબાદથી મોકલેલો કાસદ મળેઓ તેને તુરતજ પેશવાની પાસ રજુ કીધો; પેશવાએ તેની પાસથી કાગળ લઈને વાંચેઓ. તેમાં ભરમમાં એટલુંજ લખેલું હતું કે **"બે મોતી પીગળી ગયાંછે, ૨૭ સોના મોહોરો ખોવાઈ ગઇછે અને રૂપાં તથા તાંબા નાંણાંનો કાંઈ સુમાર નથી."** આટલાજ શબદો ઉપરથી ભાઉ, વીથવાસરાઓ, સરદારો અને લશકરની હાલત વીશે પેશવા તુરત સમજી ગયો; આખાં માહારાશટરમાં શોક અને દલગીરી ફેલાઈ ગઈ, દરેક કુટુંબમાં માહેતમ વરસી રહી અને આખું દખણુ આ ખબરથી ઉથલપાથલ થઇ ગયું. પેશવાને આથી મોટો ધોકોલાગો અને એકદમ ધ્રુજરી છુટી અને પુને ગયો; પુનામાં દરરોજ તેની શકતી ઘટતી ગઇ અને પોતાના પારબતી નામના ખાસ મંદીરમાં જુન મહીનામાં મરણુ પામયો.

—:o:—

## પ્રકરણ ૫ મું.

પાણીપતનાં મેદાનમાં જે વખતે લડાઈ ચાલતી હતી, તે વખતે નાનાને નાસવાને માટે સલાહ મળી હતી, પણ તેણે આવા બારીક થઇ પડેલા વખતમાં, પોતાના મીત્ર ભાઉને તજી દેવાને વાજબી વિચાર્યું નહી; પણ જયારે ભાઉને ગુમ થવાની તેને ખબર મળી કે તે પણ તયાંથી નાસીને પાણીપતનાં ગામડામાં ગયો અને તયાંથી એકદમ નીકળી નાઠો હોત, પણ રસતાની ખબર નહી તેથી તે વીચારમાં પડયો હતો કે શું કરવું. દૈવયોગથી તેને રાનોજીપત નામનો એક બરાહમણ મળયો તેણે તેને ઘોડાપરથી ઉતારીને જોગીનો વેશ લેવાની મજબુત ભલામણ કરી, તેથી તેણે ફકત આંગપર એક લંગોટી મારીને રસતો લીધો. પાણીપતથી એક કોસ આગળ નહી વધયો એટલામાંતો દુશમનની એક ટોલકી મળી, તેઓએ એ લોકને અટકાવીને ઝડતી લીધી. નાનાનાં શરીરપર કાંઈપણ ઘાની નીશાણી નહી હતી તેથી તે બચવા પામયો. તયાં થી બાર કોસ અગાડી ચાલયા એટલે એક બીજી ટોલકી મળી તેઓએ નાનાની સાથનાં માણુશોને તથા ભોમયાને મારી નાખયાં, પણ નાનો

એક ઘાસનાં ખેતરમાં ભરાઈને સુઈ જવાથી બચી ગયો. કેટલોક વખત સુધી અંદર છુપાઈ રહીને આખરે બાહાર નીકળયો અને અગરજો બચપણથી ચાલવાની ટેવ હતી નહી તોપણ અફગાનોની બાહીકે તેને ૧૬ કોસ સુધી ચલાવયો. ભુખનો મારેલો ઝાડનાં પાંદડાં ખાઇને ચાલતાં, બીજે દાહાડે સવારમાં સારાં નસીબે, એક ગોસાંઇની ઝુપડામાં દાખલ થયો જેણે ખાધાનું આપવાથી તયાં વીસામો લીધો. બીજે દાહાડે સવારમાં તયાંથી ચાલવા માંડયુ તો બીજું ગામ આવયું, જયાંના એક વેપારીને, તે કોણછે તેની ખબર પડવાથી ઘણી સારી રીતે તેની બરદાસત કીધી. ઈહાંથી નાનાની દશા ફરવા માંડી અને એક પછી એક ઓળખાણવાલા મળતા ગયા. રસતે ચાલતાં તેને ખબર મળી કે તેની બાયડી જીનગી નામની જગયાએ સઈસલામતછે તેથી તે ઘણો ખુશી થયો અને તયાં જઇને તેણીને મળીને સરવે વાતથી વાકેફ થયો. નાનાની મા અફગાનોને હાથે શપડાઇ ગઈ હતી, પણ નાનાએ પોતે પોતાના પીતા ઉપર પાણીપતની લડાઇ માટે પત્ર લખયો હતો તેમાં પોતાની માને વીશે ઈશારો કરતાં જણાવેછે કે "ઘભરાટ એટલોબધો વધી પડયો હતો કે બાપ બેટાને અને બેટો બાપને ઓળખી શકતો હતો નહી અને સરવે કોઈ પોતાનો બચાવ શોધવા પડયા હતા. મારી મા પણ મળતી નથી. તેની શોધ કરવાને માટે મે ઘણા માણસોને મોકળયા હતા, તેમાંથી એક જણ એવી ખબર લાવયોછે કે તેણીએ દુસમેનના હાથમાં જવાની બીહીકને લીધે પોતાના એક નોકર પાસ પ્રાણ લેવડાવયો હતો. આ માણસ જયારે મને મળસે તયારે સરવે હકીકતથી હું વાકેફ થઇશ." જીનગી ખાતેથી પોતાની બાયડીને લઈને ડીગ આવયો અને તયાં તેના એક આગલા મીત્ર માદઓ પરશોતમના આગરહથી એક મહીનો રહીને પોતાની તંદરોસતી સુધારી. આ ઠેકાણે તેની માનાં મરણની ખબર એક નોકરે આપી તેથી તે એટલોબધો નીરાશ થઇ ગયો હતો કે તેણે દુનયાનો તયાગ હમેશ સુધી કરવાનો વીચાર કીધો પણ તેને તેમ નહી કરવાને સમજાવયાથી તે સમજી ગયો અને તયાંથી નીકળીને બરાનપુરમાં પેશવાને આવી મળયો. લડાઈના પરીણામની ખબર પેશવાને આગલથી જ પડી ચુકી હતી તેથી નાનાને સાથે લઇને પુને જવાનો ઠરાવ કીધો, પણ નાનાની ઓરતની તબીયત બીગડેલી હતી તેથી તે થોડા દવીસ

સુધી ત્યાંજ રહયો હતો. પેશવા પુને ગયા પછી કેવી રીતે મરણ પામયો તે ઉપર જણાવી ગયા છીયે. પેશવાનાં મરણની ખબર પારનીસ આગળ નાનાને મળી જેથી તે ઘણો શોકાતુર થયો અને કેટલોક વખત સુધી જાહેરમાં દેખાવ દીધો નહી.



## પ્રકરણ છઠું.
## નાનાની શરૂ થતી કારકીરદી.

પેશવાનાં મરણ પછી, પુનાની ગાદીપર પેશવા તરીકે કોણને બેસાડવો તે માટેની તકરાર ચાલી હતી પણ આખરે માજી પેશવાના બીજા દીકરા માધવરાવને પેશવાની ગાદીનો ખીલાત આપયો. નાનો આ વખતે વગર નોકરીએ હતો તેથી નાથી કાંઈપણ રાજદરબારના કામમાં ભાગ લેવાતો નહી. પણ પેશવાને તેના કાકા સાથ વહીવટ ચલાવવાને તકરાર ઉઠી તેમાં એવો ઠરાવ થયો હતો કે પેશવાના ખાસગી કારકુન હરીપંત ફડકેની સાથ નાનાને પણ વહીવટમાં લેવો. આવી રીતે નાનાએ કેટલોક વખત સુધી વહીવટ કરવા પછી નીઝામની સાથ કોલકરાર થવાથી ગોપાલરાવ પટવરધનને મેરીકનો કીલ્લો મળવાથી નાનાને પાછો સવતંત્ર ફરનીવીસનો ઓધો મળેઓ જે તેણે ઘણી હુશીઆરીથી ચલાવેઓ હતો. આની વચે સાત વરસ નીકળી ગયાં તેમાં નાનાને માટે કંઈ ખબર પડી હતી નહી પણ મહાદજી સીંધીઆને તેના ભતરીજા સાથ જાગીરને માટે વાંધો હતો તેમાં મહાદજીની તરફેણ કરીને તેને પેશવાની વીરૂધ મરજી છતાં જાગીર અપાવી હતી. ઇ. શ. ૧૭૭૨ માં માધવરાવ મરણ પામવાથી પેશવાની ગાદીએ નારાયણ રાવ આવેઓ હતો જેના વખતમાં નાનાની રાજદ્વારી કુનેહ અને ચાલાકી દીપી નીકળી હતી અને પોતાનો જોખમ ભરેલો તથા ગુંચવણ ભરેલો ઓધો એવાં ધોરણથી ચલાવતો હતો કે તેના ઉપર પેશવાની પુષકળ મેહેરબાની વધી હતી.

ઈ. સ. ૧૭૭૩ ની ૩૦ મી આગસટે નારાયણરાવ પેશવાનું ખુન થયું હતું તેથી પેશવાની ગાદીને માટે જે દાવાદારો ઉભા થયા હતા તેમાં રઘુનાથરાવે પેશવાનાં મરણ પછી ગાદી પચાવી પાડી હતી; પણ તેમ ગાદીપર નહી બેસાડવાને સકારામ બાપુ, ત્રીમબકરાવ,

સામા રઘુના પુરનધરી, આનંદરાવ જીવાજી અને હરીપંત ફડકે એ સંપ કીધો હતો તેમાં નાનો પોતાના પીતરાઇની સાથ સામેલ થયો હતો, કેમકે પેશવાના ખુનમાં સામેલગીરી કરવાનો શક રઘુનાથરાવના ઉપર મજબુત રીતે હતો. નારાયણરાવનાં ખુન પછી પોડેક દીવસ એવી બુમ ઉડાવવામાં આવી હતી કે તેની વીધવા ગંગાબાઈ હમેલદારછે અને તેણીની સલામતીને ખાતર પુરનધરના કીલ્લામાં તેણીને રાખવાનો ઠરાવ કરવામાં આવેલો હતો; પણ આ લોકની ખરી મતલબ તો એવી હતી કે અગરજો ગંગાબાઇને પેટે છોકરી જનમે તો તેને બદલે તુરત બીજો છોકરો લેવો. એ કારણને માટે બીજી ઘણીક હમેલદાર બરાહમણ જાતની સ્ત્રીઓને તે કીલ્લામાં લઇ જવામાં આવી હતી. ગંગાબાઇને ઈ. સ. ૧૭૭૪ ની ૩૦ મી જાનેવારીએ સવારના પોહોરમાં નાના ફરનવીસ અને હરીપંત ફડકે કીલ્લામાં લઇ ગયા હતા અને તે વાત જાહેર કીરી હતી. ગંગાબાઇની સાથે પાણીપતની લડાઇમાં મખચાત થયલા ભાઉની વીધવા પારબતીબાઇને પણ રાખવામા આવી હતી. આ પછી પરધાનો ગંગાબાઇને નામે રીજંસી બનાવીને રાજ કરવા લાગા. રીજંસી કાઉનસીલે સરવેથી પેહેલું કામ એ કીધું કે રઘુનાથરાવના તમામ લાગતા વળગતાઓને બંદીખાને નાખેઆ; પછી નીઝામઅલી અને સાબાજી ભોંસલે સાથ સંદેસા ચલાવેઆ, તેઓએ પણ ગંગાબાઇના દાવાને કબુલ રાખેઓ. રઘુનાથરાવની છાવણીમાં કીસતરાવ પરપંચ ચલાવી રહયો હતો અને પુનાથી ખબર મળવાની વાટ જોતો હતો કે જેથી રઘુનાથરાવની સામા તેના તમામ માણસો બળવો ઉઠાવે.

પુનાના પધાનો આવી રીતે કામ લેતા હતા તીઆરે બીજી તરફથી રઘુનાથરાવે લડાઈ સરૂ કરી હતી અને તેમાં પોડો ઘણો તે ફતે પણ પામેઓ હતો, એટલામાં તા૦ ૧૮ મી એપ્રીલે તેને ખબર મળી કે ગંગાબાઇને પેટે છોકરો જનમેઓછે. આ ખબર સાંભળવાથી તેના ગુડા ગગડી ગયા કેમકે આથી તેની પેશવા થવાની સઘળી આશા બરબટ થઇ ગઇ. દેશને ઠગવાને માટે જે પપંચ રચવામાં આ૦ઓ હતો તે પપંચ અમલમાં મેળવાની કંઈ જરૂર જણાઇ નહી કેમકે જે છોકરો જનમેઓ હતો તે ખરેખર મરનાર નારાયણરાવનો હતો.

વંઉસ પરંપરાથી ચાલતા આવેલા રીવાજ પ્રમાણે પેશવાને ગાદી પર બેસાડવાની ક્રીયા કરવાનું અને પોશાક આપવાનું કામ સતારાના રાજાનું હતું તે પ્રમાણે પોતાના દીકરા માધવરાવ નારાયણને માટે પોશાક વીગરે સતારાથી લાવવાનું કામ ગંગાબાઇએ નાના ફરનવીસ અને સકારામ બાપુને સોંપ્યું હતુ અને છોકરો જીઆરે માતર ૪૦ દીવસનો હતો તીઆરે પેશવાની ગાદીપર મુકરર કરવામાં આવ્યો હતો. આ પ્રમાણે કીધા પછી પ્રધાનોમાં માહો માહેમાં અદેખાઇએ પજવણ કરવા માંડયું. નાના પેશવા તરફથી, નાના ફરનવીસ ઘણીજ સાવચેતીથી કામ લેતો હતો. રાજદુવારી કાનુનથી તે વાકેફગાર હતો અને તેના ઉપર લોકી મુકકી પડેલી હતી તેથી તેણે સકારામ બાપુની વધારે પક્ષ ખેંચવા માંડી; આ પ્રમાણે કરવામાં જેમ તેની ખંદાઇ હતી તેમ તેનું બીહીકપણું પણ હતું. સકારામ બાપુ જમાનાનો ખાધેલ હતો, પણ તે નાના કરતાં વધારે હીમતવાન હતો અને નાનાની સથીતી ઉપરથી તેણે જાણી લીધું હતું કે તે તેનો મજબુત હરીફ નથી. સકારામ બાપુનો લોકના ઉપર એટલો બધો વગ હતો કે તે પ્રધાન મંડળમાંથી ખસી જાય, તો નાનાના વીચાર પ્રમાણે તેઓનાં કામનો નાશ થયા વગર રહે નહી. નાનો જે બેદરકાર રેહેતો હતો તેનું એક મુખ્ય કારણ તો એ હતું કે ગંગાબાઈ તેના હાથમાં હતી. એવી વાત બોલાતી હતી કે ગંગાબાઇ નાનાના ઉપર આશક પડેલી હતી તેથી સકારામ બાપુને કેવી રીતે ચલાવવો તે નાનો તેણીને શીખવતો હતો.

નાના ફરનવીસના પીત્રાઈ મોરોબાને માધવરાવનો દીવાન કરવામાં આવેલો હતો પણ તેને કંઈ બરાબર માન અકરામ મળતું હતું નહી તેથી તે કંટાળેઓ હતો અને જો બની શકે તો તે રઘુનાથરાવની તરફ થઇ જઇને પોતાના ભવીશયના આધાને માટે ખાતરી મેળવે. આજ પ્રમાણે બીજા પ્રધાનો, જેઓને સકારામ તથા નાનાના સાથ બનતું હતું નહી તેઓએ એકસંપ કીધો હતો. આખરે પ્રધાનોમાં ફુટ પડી અને રઘુનાથરાવની સાથ મોરોબા, રઘુબા અને બાબાજી નાયક સંદેસા ચલાવતા હતા તે પકડાઈ ગયા. આ તરણે શખસોએ સકારામ બાપુ, નાના ફરનવીસ, ગંગાબાઇ અને નાના પેશવાને પકડવાને કાવતરૂં રચયું હતું; પુરનધરના કીલ્લામાં જે શખત ઠંડી

પડતી હતી તેને લીધે આ સઘળાં સાસુરનાં ગામડામાં આવી રહ્યાં હતાં; ઉપલાં કાવતરાંની ખબર પડતાંજ તેઓ સઘળાં ઘભરાઈને પાછા કીલ્લામાં ભરાઇ ગયાં જયાં તેઓ ઇ. સ. ૧૭૭૫ ની સરૂઆત સુધી રહયાં હતાં. સકારામ બાપુ અને નાનો રાજય ચલાવતા હતા.

—:૦:—

## પ્રકરણ ૭ મું.

રાઘોબા પણ ચુપ બેઠો હતો નહી. એક તરફથી અંગરેજો સાથે અને બીજી તરફથી ગોવીંદરાવ ગાયકવાડ સાથે કોલકરાર કરવાને માટે તે સંદેસા ચલાવતો હતો જે ૧૭૭૫ ના મારચ મહીનાની ૬ ઠી તારીખે સહીસાખ થયા હતા. રઘોબાની ફતેને લીધે નાના પેશવાની હકુમતમાં અડચણ નડતી હતી, તેથી સકારામ તથા નાનો બને ફીકર રાખતા હતા. રઘોબા ગુજરાતમાં રખડતો થઇ ગયો હતો તોપણ નાનાની મારફતે પોતાના છોકરા રઘુજીને માટે સેના સાહેબ સુબાનો ખીતાબ પેશવા પાસથી મેળવેઓ હતો; તોપણ પ્રધાનોને એવો ભય હતો કે રઘોબાને બીરારનો રાજા મદદ કરસે. માધવરાવ નારાયણ ખરો પેશવા નથી એવી ચોતરફ બુમ ફેલાઈ રહી હતી અને બ્રાહમણ પ્રધાનોની બંધીમાંથી છુટવાને માટે મરાઠા સરદારો હીલચાલ કરે છે એવી વાત ચોતરફ ફેલાઇ હતી; નીઝામઅલીએ પણ એને ખરો પેશવા કબુલ રાખવાને શક બતાવેઓ હતો; એ પ્રમાણે ચારે બાજુથી પ્રધાનોના હાથ સીકડાઈ ગયા હતા; પણ આનો પરડો ખુલી ગયો અને આખું માહરાશટર નરમ પડયું. બંગાલાની સરકારે આખાં હીંદુસતાનનાં બ્રીટીશ સંસથાનોપર પોતાની હકુમત ચાલતી જાહેર કરી હતી તેઓએ ૧૭૭૫ ની ૩ જી ફબરવારીએ મુંબઈની સરકારના ઉપર એક પત્ર મોકલીને રઘોબા સાથ કોલકરાર કરવાને માટે શખત ઠપકો આપીને એ ચાલને ધીકકારી કાહાડી હતી અને મરાઠા સાથની લડાઇને અવીચારી, ભયંકર, વગરસતાની અને ગેરવાજબી જણાવીને જો તેઓની સલામતીને કંઇ ધાસતી નહી હોય તો એકદમ લશકર પોતાની ગેરીશનમાં પાછું મોકલવાને હુકમ કીધો હતો. આ હુકમ પછી ગવરનર જનરલે પોતાની તરફથી પુના ખાતે રાજ કરતી ટોલી સાથ કોલ કરાર કરવાને એક આડતીઓ મોકલવાનો ઠરાવ કીધો હતો. મુંબઇની

સરકાર આ ઠરાવની ઘણી વીરૂધમાં હતી તોપણ વડી સરકારે પોતાના ઠરાવને મજબુતીથી વળગી રહીને મરાઠાઓની સાથ સંદેસા ચલાવવાને માટે લેફટનંટ કરનલ જોન અપટનને એલચી તરીકે મોકલવાને ઠરાવ કીધો હતો અને પુને જઈને મરાઠા અને મુંબઈની સરકાર વચેના કોલ કરાર નક્કી કરવાને તેને હુકમ આપવામાં આવેઓ હતો. મુંબઈની સરકારના કામ વચે વડી સરકાર પડી તેથી પુરનધર ખાતે મધાનોનું ઘણું ચઠી વાગયું અને તેનું પરીણામ એ થયું કે મરાઠાઓમાં જે કુસંપ ઘેર કરી બેઠો હતો તે દુર થઈ ગયો અને સરવે પોતાની અદેખાઈ મુકી દઈને નાના ફરનવીસની સલાહથી એક સંપ થઈને મજબુતીથી કામ કરવા લાગા.

કરનલ અપટન તા૦ ૨૭ ડીસેમબર ૧૭૭૫ ને દીવસે પુરંધર પોહોંચેઓ. એ પેહેલાં ગવરનર જનરલે સકારામ બાપુના ઉપર પત્ર લખીને તેને ખબર આપી હતી કે લડાઇ તેની પરવાનગીવગર ઊઠાવવામાં આવી હતી તેથી તે બંધ કરવાનો હુકમ મોકલેઓછે માટે તમોએ પણ બંધ કરવી અને કોલકરાર કરવા માટે એક એલચી મોકલવામાં આવનાર છે. આ પત્રથી જોઈજ લેવો. મરાઠા સરદારો તો છેક જ ફુગાઈ ગયા અને રાજદુવારી કુનેહ નહી સમજતાં તેઓ એમજ સમજવા લાગા કે અમારી બીહીકથી અંગરેજ સરકારે લડાઇ બંધ કરાવીછે. કરનલ અપટન બીચારો ઘણો ભોળો માણસ હતો; મરાઠાઓની સાથ કેવી રીતે કામ લેવું તેની તેને બીલકુલ ખબર હતી નહી; તે જેમ નરમ દારી મુકતો તેમ મરાઠાઓ વધારે છાપડે ચડતા હતા અને ધમકી વટીક આપતા હતા. આ ધમકી અને માગણીને કરનલ અપટન મજબુન અને ખાતરી ભરેલી સમજતો હતો, જે તેનાં કાગળ પતરો ઉપરથી જણાય છે. આખરે કંટાળીને તેણે તા૦ ૬ ફીબ્રુઆરીએ ગવરનર જનરલના ઊપર એક પત્ર મોકલીને પોતાની નીશફળતા જણાવી; આ પત્રથી ગવરનર જનરલે રઘોબાના દાવાને ઘણી મજબુતીથી ટેકો આપવાનો ઠરાવ કીધો. આખરે મરાઠાઓ ઠેકાણે આવેઆ અને કરનલ અપટનનો પત્ર કલકતે પોહોચે તે પેહેલાં તો તેઓએ તેની ઘણી ખરી શરતો કબુલ રાખીને તેની સાથ ૧૭૭૬ ની ૧ લી મારચે કોલ કરાર કીધા. આ કોલકરારમાં પણ નાના ફરનવીસે મજબુત ગત

વાપરી હતી કેમકે તેમાં પેશવાનું નામ બીલકુલ જણાવેલું નહોતું અને તેને બદલે રાવ પંડીત મધ્રાન વાપર્યું હતું. આ પ્રમાણે પેશવાનું નામ નહી વાપરવાની મતલબ એવી જણાય છે કે જો તે મરણ પામે તો ગંગાબાઇને દતક કરવાનો હક રહે. રઘોબાની સાથ મુંબઇની સરકારે જે કોલકરાર કીધા હતા તે આથી રદ થયલા જણાવયા હતા. આ કોલકરારની મતલબ એવી હતી કે અંગરેજી લશકરે પોતાની ગેરીસનમાં જવું; રઘોબાના લશકરનાં એક મહીનાની અંદર હથીઆર ઊતારી લેવાં; ચાર માણસ જેઓના ઊપર નારાયણરાવનાં ખુનનો શક હતો તેઓ શીવાય તેનાં તમામ માણસોને માફી બક્ષવી; જો રઘુનાથરાવ પોતાનાં લશકરનાં હથીઆર ઉતરાવે નહી તો અંગરેજી લશકરે તેને મદદ કરવી નહી. રઘોબાએ પોતાનો પસંદ કરેલા ૨૦૦ નોકરો રાખવા; ૧૦૦૦ સવારો રાખવા અને તેના બીજા ખરચને માટે મહીને દાહાડે ૨૫ હજાર રૂપીઆ આપવાને પેશવાએ અને તેના પ્રધાનોએ કબુલત આપી હતી; પણ તેણે ગોદાવરી નદી ઉપર આવેલાં કોપરગામમાં રેહવું એવો ઠરાવ હતો; અગાડી ૧૭૩૯ અને ૧૭૫૬ માં જે કોલકરારો થયલા હતા તે અને બીજી શરતો બાહાલ રાખી હતી. ૧૭૭૭ માં પેશવાની મા ગંગાબાઈ મરણ પામી.

—:o:—

## પ્રકરણ ૮ મું.

મરાઠાઓનો પુર દોર ચાલતો હતો તોપણ યુરોપીયન તતવ તેઓમાં ભળાય એ તેમને પસંદ પડતું હતું નહી; આટલું છતાં પણ યુરોપીયનોનાં પ્રમાણીકપણાને તેઓ માન આપતા હતા અને એવો વીચાર હતો કે યુરોપીયનો કોઈ દીવસ ઠગાઈ કરે નહી; પણ આવા ઉતમ વીચારમાં મરાઠાઓ ઠગાયા હતા અને તેઓને ઠગનાર સેંટ લુબીન નામનો એક ફરેંચમેન હતો. આ ફરેંચમેને મદરાસમાં અંગરેજ સરકારને પણ ઠગી હતી; એણે કંઈ તદબીર વાપરીને પુને જવાની પોતાની સરકાર પાસ પરવાનગી મંગાવી હતી અને મરાઠાઓની સાથે કોલકરાર કરયાથી ફરેંચોને શું શું લાભો મળસે તેની વીગત જણાવી હતી. સેંટલુબીને ચેવલનું બંદર રેવાદાંડાના કીલ્લાઓ સાથ મેળવવાની કોશીસ કરી હતી; બચાવના કોલકરાર કરવાને માટે તેણે ૨૫૦૦

યુરોપીઅન સોલજરો લાવવાને કબુલ કીધું અને તે શીવાય બીજા દસ હજાર સીપાઈઓનાં લશકરને કવાયદ આપવાને તથા બીજો લશકરી અસબાબ પુરો પાડવાને જણાવયું. અંગરેજોએ રઘોબાના કામને ટેકો આપેઓ તેથી તેઓના ઉપર તેણે પુશકળ ધીકકાર બતાવેઓ; નારાયણરાવના ખુનની છબીઓ ફરાંસમાં ચીતરાવી હતી તે તેણે દરબારમાં દખાડાવી જેથી કેટલાક આંખમાંથી આંસુ લાવીને રડી પડેઆ અને કેટલાકોએ છુપી રીતે ધીકકાર બતાવેઓ. આવા માણસને નાનો કોઠું આપતો હતો તેમાં તેની કંઇ પણ છુપી મતલબ હોવી જોઇએ; અંગરેજી એલચીને તે થોડું ઘણું અપમાન પણ આપતો હતો પણ તેને ખબર હતી નહી કે તેનું કેવું ભયંકર પરીણામ નીપજશે.

નાનો ઘણુ કરીને તમામ યુરોપીયનોને ધીકકારતો હતો પણ સેંટ લુબીનની ચાલથી તેઓ તેની નજરમાં છેકજ હલકા પડી ગયા હતા; તેમાં મુખય કરીને ફરેંચો, માત્ર તેનીજ નહી પણ તમામ મરાઠા કોમની નજરમાં હલકા પડયા હતા. હીંદુસતાનની દોલત વીશે યુરોપમાં તરેવાર ગપાટા ચાલતા હતા તેમાં વળી સેંટલુબીન જેવા ઊશકરેનારા મળે તો પછી થઇજ ચુકું. કેટલાક જુવાન માણસોને તે સમજાવી લાવેઓ હતો પણ તેઓએ હીંદુસતાનમાં આવેઆ પછી પોતાની ખરી સથીતી જોઈ હતી અને મી૦ મોઇસટોન નામના એક મુંબઇના સીવીલીઅન અમલદારે તેઓને આસરો આપેઓ નહી હતે તો સેંટલુબીન તેઓને મારી પણ નાખતે.

પેશવાની દરબારના પ્રધાનોમાં અવે જબરી ફુટ ચાલતી હતી. નાનો પોતાના પીત્રાઈની ચાલાકીની અદેખાઇ કરતો હતો પણ બાહારથી તે ખુલ્લી રીતે જણાવતો નહી. મોરોબા તરફ મજબુત પક્ષ હતો. ગંગાબાઇનાં મરણ પછી સકારામ બાપુ પણ નાનાથી ફરી જઇને રઘોબાને ગાદી આપવાની જે કોશીસ ચાલતી હતી તેમાં ઘણી સાવચેતીથી સાંમેલ થયો હતો. મોરોબાનો વીચાર તડનેફડ રઘોબાને ગાદીપર બેસાડી દેવાનો હતો અને તે માટે તેણે મુંબઈની સરકારના ઉપર લખયું પણ હતું. મુંબઈની સરકાર કોલકરારને માન આપનારી હતી તેથી તેનો ઉતર વાળયો કે પુરંધરના કોલકરારમાં મુખય સહી સકારામ બાપુની છે માટે સકારામ બાપુએ લખીને રઘોબાને માટે માગણી

કરવી. આ વાત સકારામે સાફ ના પાડી જેથી વાત જેમની તેમ રહી; પણ મુંબઈ સરકારનો વીચાર પુનાના રાજકારોબારમાં મજબુત રીતે ફેરફાર કરાવવાનો હતો કેમકે તેઓની સલામતીનો મુખ્ય આધાર એ ફેરફારના ઉપર લટકેલો હતો.

પુનાની દરબારમાં જે પ્રપંચ ચાલતો હતો તેનો એકદમ અટકાવ કરવાને માટે નાનાએ તેની અદભુત યુકતી વાપરી હતી પણ મોરોબાને પકડીને કેદ કરવાની યુકતીમાં તેણે ઉતાવળ વાપરવાથી તેની તમામ ધારેલી બાજી વીખરાઈ ગઈ હતી અને મોરોબા સહી સલામત બચી ગયો હતો. આ કાવતરૂં જણાયાથી પુનામાં ઘણાં માણસોનાં મન ઊંચાં થયાં હતાં પણ નાનાએ પાછી બીજી ગતરમીને સકારામ બાપુને વચમાં રાખીને મોરોબાને પાછો બોલાવેઓ અને નવું પ્રધાન મંડળ બનાવીને તેમાં મોરોબાને અને બહુગા પુરંધરીને સાથે સામેલ કરવાનો ઠરાવ કીધો. બગોબા સેહેલથી સમજે એવો હતો નહી અને સકારામ હરીએ પોતાના ઉમદા ખવાસથી જણાવયું હતું કે "જે ધણીએ તેને જુવાનીમાંથી માણસ બનાવેઓ છે તેવા સખી દીલ ગુરદાના માણસને તે કોઇ દીવસ તજસે નહી. રઘુનાથરાવ ખરેખરો સીપાઈ બચ્ચો હતો અને નાનો લુચ્ચો, તથા હીચકારો કારભારી હતો.

હોલકરનાં લશકરની મદદથી મોરોબાની ટોલી બળવાન થઈ હતી આથી નાનાને પોતાની સલામતીને માટે પુરંધર જવાની ફરજ પડી હતી; અને તેની માલ મીલકતની સલામતીની જો જામીનગીરી મળે તો રઘોબાને પુને લઇ જવાની વાત તેણે કબુલ રાખવા જણાવયું હતું. આ વખતે ફરીથી તૈયાર રેહવાને મુંબઇ સરકારને હુકમ મળેઓ હતો પણ છાલકા મનનો મોરોબા તો ફુલાઈ ગયો હતો કે હવે તેજ રાજનો વડો થયો છે. સકારામ જે અભીપ્રાય આપે તે માટે નાનો તેને માન આપવાનો ઢોંગ કરતો હતો અને મોરોબાને પણ શકની નજરથી માન આપતો હતો. પ્રધાનોની સભામાં રઘુનાથરાવને પેશવાની ગાદીપર બેસાડવાને માટે મસલત ચલાવવામાં આવતી હતી તેમાં નાનો જે વાંધાઓ રજુ કરતો હતો તે મોરોબા સમજતો હતો માધવરાવ નારાયણ પેશવાના અમલમાં તે દીવાન હતો તે વખતે રઘુનાથરાવથી કુસંપ, નુકશાન અને અપમાન ચાલુ થઆં હતાં તે ભુલી ગયો હતો નહી; આથી

રઘુબાને પેશવાની ગાદી આપવાને માટે વાત ચાલતી અને તેના અંગ્રેજ મીતરો દખાણ કરતા તીઆરે તેઓને તે ઊડાવેઆ કરતો હતો. મુંબઈ સરકારે જાણ્યું કે મોરાબાની ટોળીથી કંઇ થવાનું નથી, તથી ફરાંસની સાથ સુલેહ રાખવાને અને પુનામાથી ફરેંચનો લાગવગ ઓછો કરવાને માટે કરનલ લેસલીનાં લશકરને જમના નદી ઓળંગીને મુંબઈ આવવાનો હુકમ થયો હતો, તે હુકમ તા૦ ૨૨ મી અપરીલે ૨૮ કીધો. પણ તા૦ ૩ જી મેએ આ હુકમ ફેરવીને કરનલ લેસલીને આગલ વંધવાને હુકમ કીધો. મોરોબાએ મી૦ મોયસટીનને, સેંટ લુબનને ખરતરફ કરવાની ખાતરી આપી હતી પણ તે દરરોજ ઢીલમાં રાખવામાં આવતી હતી અને આખરે એવું જણાયું હતું કે નાનાના પ્રપંચથી મોરોબા સેંટ લુબનના વીચારને વજન આપતો હતો પણ ખરૂં જોતાં નાનાને એવી ખબર હતે કે ફરેંચો મરાઠ દેશમાં વસવા માંગે છે તો નાનો બળતવારીથી તે વીચારને અટકાવતે. જે ફરેંચ ફોજ મુંબઇમાંથી અંગરેજોને હાંકી કાહાડવા આવે તે ફોજને પાછળથી મરાઠાઓ કચડી નાખસે એવી જો નાનાની ખાતરી થાય તોજ તે તેઓને લાહારો આપતે. સેંટ લુબન ફરેંચ લશકર ખચીતજ લાવસે એવી નાનાની ખાતરી થઇ હતી અને હીંદુસતાનમાં પારેચુગીસ સંસથાનોમાંથી બે ફરેંચ રોજમીટો લઇ જવાને પરવાનગી મેળવવાને માટે પોરચુગલની સરકારના ઉપર તેણે કાગળો લખેઆં હતાં તે કાગળો અંગરેજ સરકારના હાથમાં આવવાથી તેની ઠગાઈ પકડાઈ ગઈ હતી. આ પ્રમાણે બાલમેલ ચાલતી હતી એટલામાં નાનાની હીમાયતીમાં મહાદજી સીંધીઆ અને હરીપંતે મેરીક આગળ પોતાનાં લશકર એકઠાં કીધાં હતાં. આ લોકોએ હઈદરઅલીના ઉપર ચઢાઇ કરવાની ધમકી આપી હતી તેથી હઇદર અને મોરોબા બંને ઠગાયા હતા; મોરોબાની ઊંઘ હજીસુધી ઊઘડી હતી નહીં; આખરે હરીપંત અને મહાદજી સીંધીઆ જુદે જુદે રસતે ૮ મી જુને પુરંધર આવી પોહોંચેઆ તયારે તેની ઊંઘ ઊઘડી હતી. આથી નાનાને પાછી હીમત આવી હતી અને તેણે પોતાનાં લશકરથી દેશના જુદા જુદા રસતા ઘેરી લીધા હતા; હોલકરને સીંધીઆની મારફતે સમજાવીને ૯ લાખ રૂપીઆની લાંચ આપીને મોરોબાથી છુટો પાડયો હતો. મોરોબા હવે જાગરૂત થયો અને

અંગરેજ સરકાર સાથ કોલકરાર કરવાને સંદેસા ચલાવેઆ પણ અવે વખત હતો નહી, તક જતી રહી હતી. મોરોબા આખરે તા૦ ૧૧ મી જુલાઇએ સીંધીઆના ઘોડેસવારોના હાથમાં કેદ પકડાયો અને નાનાને સવાધીન કીધો જેણે એને અમદનગરના કીલ્લામાં કેદ કીધો; સકારામ બાપુ શીવાય તેની તરફના સઘળા માણુશોને પકડીને કેદમાં નાંખિઆ. સકારામને છુટો રાખવાનું કારણ એટલુંજ હતું કે અંગરેજ સરકાર સાથ થયલા કોલકરારમાં કંઈ ભંગાંણુ પડે નહી.

* બગોબા પુરંધરીને વનડનના કીલ્લામાં અને બીજાઓને ઘાટમાં આવેલા જુદા જુદા કીલ્લાઓમાં કેદ રાખિઆ હતા.

નાનો રાજદુવારી કુનેહમાં કેવો કુશળ હતો તે ઉપર જણાવેલી હકીકતથી જણાઈ આવેયું છે. પોતાના જાતભાઇઓને તો તેણે નરમ કીધા પણ બીજા પરદેશીઓ ( અંગરેજો ) સાથ હવે તેને કામ લેવાનું હતું. બરીટીશ સતાવાળાઓ આ વખતે ઘણા પગભર નહી હતા એ વાત તો જાણીતી છે. પુનાની કોરટના બરીટીશ રેસીડંટે પેશવાના પરધાનો, તથા હોલકર અને સીંધીઆ પાસે એવો પરવાનો માગેઓ હતો કે બરીટીશ લશકરને પુરવથી પશચીમ તરફ, તેઓના મુલકમાંથી જવા દેવું; આ પ્રમાણે કરવાની મતલબ ફ્રેંચોનો પગ પેસારો અટકાવવાની હતી પણ મરાઠાઓ એમ સમજેઆ કે ખાલી બીહીક આપેછે. તેઓએ એવું અનુમાન કીધું કે જો ખરેખર મુંબઈ લશકર મોકલવુજ હોય તો તેઓ સમુદ્રને મારગે મોકલી શકે. ગવરનર જનરલની મતલબ જમીનને મારગે લશકર મોકલીને મોડાજી ભોંસલે સાથ કોલકરાર કરવાની હતી.

---

* સકારામ હરીના જેવા થોડાજ નીમકહલાલ નરો હસે. રઘુંબા તરફ તે અતીશય માન ધરાવતો હતો તેથી તે અગર જો ઘણો બળવ ન માણસ હતો તો પણ તેના ઉપર એવી ભારી બેડી નાખી હતી કે તેનાથી ભાગ્યેજ તે ઊંચકાતી હતી; અન પાણી એટલું થોડું આપતા કે તેનાથી તેની ભુખ તથા તરસ મોટતી નહી; પણ આટલું દુખ છતાં તે ૧૪ મહીના સુધી જીવતો રહયો હતો. તે એટલો બધો નાતવાન થઇ ગયો હતો કે તેનાથી ઉઠાતું વટીક નહી તોપણ મરતી વખતે તે બોલ્યો હતો કે "મારૂં હઈવત જતું રહયું છે અને મારી જીંદગી મરણ કાંઠે છે અને અવાજ તથા સવાસ બંધ પડસે તયારે મારાં માંસવગરનાં હાડકાં રઘુનાથરાવ રઘુનાથરાવ કરીને બુમ પાડીને બોલાવસે."

નાનો તો પોતાનાં મોકરમો ચલાવેઓજ જતો હતો અને તેના ઉપર એવો વેહમ હતો કે ફરેંચોની સાથ છુપી રીતે સંદેસા ચલાવે છે જેથી કંપનીના લાભોને મોટું નુકશાન પોહોંચે; આજ કારણને લીધે પુરંધરના કોલકરારને પણ તે માન આપતો નહોતો. મરાઠા રાજમાં જે ગડબડ ચાલતી હતી તે નરમ પાડવાને માટે ગવરનર જનરલે મુંબઇ સરકારના ઉપર હુકમ મોકલેઓ હતો. આ હુકમ પ્રમાણે નવા પરધાનમંડળની પાસ મુંબઈ સરકારે એવો ખુલાસો માગેઓ હતો કે તેઓ પુરંધરના કોલકરાર પ્રમાણે ચાલવાને બંધાયલા છે કે નહી? આ શીવાય જે તકરારી બાબતો હતી તેનો તાબરતોબ જવાબ માંગેઓ હતો. સેંટ લુબનને કાહાડી મુકવાને માટે પણ તેમાં ફરમાવેલું હતું. અંગરેજોના સંબંધમાં જે હદથી જીઆદે વરતણુક નાનાએ ચલાવી હતી તે માટે તે પસતાવો કરવા લાગો. સેંટ લુબનને પુનાથી જતા રેહેવાને હુકમ મળેઓ હતો અને તે જુલાઇ મહીનાની સરૂઆતમાં પુના છોડી ગયો તે વખતે પણ નાનાએ તેને એવી ખાતરી આપી હતી કે તે જો ફરેંચ લશકર તેમની મદદ લાવસે તો તેની પ્રજાને રેહવાને માટે મરાઠા દેશમાં જગયા આપવામાં આવસે. સીંધીઆ અને હોલકરે પોતાના દેશમાંથી અંગરેજી લશકરને પસાર થવાને માટે પરવાના આપેઆ પણ નાનાએ તો બુદેલખંડમાં રાજાઓના ઉપર અને મરાઠા સરદારોના ઉપર છુપી રીતે એવા હુકમ મોકલેઆ હતા કે કરનલ લેસલીનું લશકર જીઆરે તેઓની હદમાંથી પસાર થાય તીઆરે તેને હેરાન કરવું. મરાઠાઓનો શું વીચાર છે તે જાણવા માટે મી૦ મોયસટીન પુને રહેલો હતો તે વખતે તેની મરજી પ્રમાણે મોરોબાની ટોલીવાળાઓએ શરત કરવાને કબુલ કીધું હતું પણ નાનો તેને ઉડાવેઆજ કરતો હતો અને એટલી બધી ઢીલ કીધી કે આખરે કંટાળીને તે વગર મુંબઇ ચાલી ગયો. તે ગયા પછી નાનાએ તેના એસીસટંટ મી૦ લુઇસના ઉપર મોકલી આપેઆં જેણે મુંબઇ મોકલી આપેઆં. આ જવાબોમાં ફરેંચોની સાથના કોલકરાર વીશે ઇનકાર કરવામાં આવેઓ હતો પણ તેનો ખરો ભાવારથ તો પુરંધરના કોલકરારની તેઓએ જે મતલબ ઉડાવી હતી તે ફરીથી દરશાવી હતી. અને તેમાં પુરંધરના કોલકરારને માન આપવાને માટે એવો ખુલાસો કરવામાં આવેઓ હતો કે જીઆં-

સુધી અંગરેજો નીમકહલાલીથી તેને માન આપસે તીઆંસુધી મરાઠાઓ
પણ આપસે.

ઉપર જણાવ્યા જેવા ઊડાવનારા જવાબો મુંબઈ સરકારને મળ-
તાંજ યુરોપમાં ફરાંસ સાથ લડાઇ ઉઠવાના સમચાર ફરી વળયા હતા.
આથી તે અને મોરોબા તરફથી આવેલી માંગણીઓ માટે ગંભીરાઇથી
વીચાર ચલાવીને, મંબાઈ સરકારે નાનાના જવાબોને પુરંધરના કોલક-
રારથી ઉલટા ઠરાવીને, જે ટોળી અંગરેજી લાભો તરફ દુશમનાઈ ધરાવે
તેનાથી પોતે પણ છુટેલી ગણીને તે પ્રમાણે કામ કરવા માંડયું. રઘો-
બાને રીજંટ ઠરાવીને તેણે, માધવરાઓ નારાયણ ઊમરે આવે તયાંસુધી
રાજ ચલાવવું એવો ઠરાવ કરીને તે ઠરાવ મોસમ ખુલતાં સુધી છુપો
રાખેઓ હતો; તીઆર પછી મજબુતીથી કામ લેવાનો ઠરાવ થયો
હતો અને કરનલ લેસલીને જુનાર તરફ કુચ કરવાને હુકમ આપેઓ
હતો. આ વાતથી નાનો વાકેફ થયલો હતો અને મજબુતીથી સામાં
થવાને તેણે ગોઠવણ કરી રાખી હતી પણ મુંબાઈ સરકારથી સઘળી
છુપીજ રહી હતી. વરધઊમરને લીધે સકારામ બાપુને રાજ વહીવટ-
માંથી દુર કરીને તેના ઉપર મજબુત ચોકી રાખી હતી પણ નાનો અને
સીંધીઆ તેની સલાહપ્રમાણે કામ કરે છે એવો ઢોંગ કરતા હતા.
બીજી તરફથી દસેરાપર એકઠા થવાને માટે * સીલેદારોના ઉપર હુકમ
મોકલી આપેઆ હતા; જુદાં જુદાં બંદરોમાં વાહાણો તૈયાર રાખેઆં
હતાં; કીલ્લાઓમાં ખોરાકી ભરી રાખી હતી અને લેસલીની કુચમાં
હરકત કરવાને માટે નવા હુકમો મોકલેઆ હતા; આની સાથ એવી
પણ તાકીદ કરવામાં આવી હતી કે આવી અડચણ કરવાને પુનેથી
હુકમ આવેઓ છે એમ જણાવવું નહી. રઘોબાને સમજાવો એવી
મતલબની માગણી કરવાને એક આડતયાને પણ મુંબાઈ સરકારને ખુશ
કરવાને માટે મુબઇ મોકલી આપેઓ હતો પણ મી० લુઈસ તેઓથી
ઠગાય એવો હતો નહી તે સઘળી વાત જાણી ગયો હતો.

ગવરનર જનરલ માડોજી ભોંસલે સાથ કોલકરાર કરનાર છે એવી
ખબર પેહેલીજ વાર આગસટની આખેરીએ મુંબઇની સરકારને મળી
હતી અને તેમાં એવી તાકીદ આપવામાં આવી હતી કે પુનાની સરકારને

* સીલેદાર પોતાના સવારો વીગરે રાખીને તેના બદલામાં રાજ પાસથી
ઉધડ રકમ લેછે.

અનુભમતા થાય એવા કોલકરાર કોઇ સાથે કરવા નહી; પણ આ હુકમને મુંબઇ સરકારે ગણકારયો નહી કેમકે માડોજી ભોંસલેના સવપનામાં પણ એવો ખોઆલ નહી હતો કે રઘોબાને રીજંટ ઠરાવવો. આટલું છતા પણ મુંબઈમાં તા૦ ૧૨ મી અક્ટોબર સુધી કંઇ પણ તઇઆરી કરવામાં આવી હતી નહી. ઘણીક રીકઝક થયા પછી કાઊનસીલે રઘોબા સાથ કોલકરાર કરવાને માટે એક કમીટી ઠરાવીને તેનો મમુખ મી૦ જોન કરનાકને ઠરાવ્યો. આ કમીટીમાં બે કાઊનસીલના સભાસદો અને લશકરના સેનાધીપતીને મુકરર કીધા હતા; સેનાધીપતીને સઘળી રાજદુવારી સતા આપવામાં આવી હતી એટલુંજ નહી પણ રઘોબાને પુને લઈ જવાનું કામ પણ તેનેજ સોંપેયું હતું. સુરતમાં જે કોલકરાર થયા હતા તેવાજ હાલમાં પણ સેજ ફેરફાર સાથ થયા હતા પણ રઘોબાને માટે તો ખાસ કરીને અંદર જણાવેલું હતું કે અંગરેજ સરકારે તેને પુનામાં રીજંટ તરીકે નીમયો છે.

સને ૧૭૭૮ની તા૦ ૨૩મી નવેમબરે પતવેલી જવાને માટે લશકર મુંબઇથી ચઠીયું અને રઘોબાએ પોતાના દત્તક કરી લીધેલા છોકરા આનંતરાઓની સાથે તા૦ ૨૩ મી ડીસેમબરે આખી ફોજની સાથ ઘાટ ઉપર ચઢવા માંડયું. આ વખતે કમીસરીઅતખાતાની ગોઠવણ એટલી બધી ખરાબ હતી કે લશકરને ૮ માઇલની મુસાફરી કરતાં ૧૧ દીવસ લાગા હતા. આવી રીતની ઢીલથી નાનાને પોતાની તૈયારી કરવાને માટે પુશકળ વખત મળેઓ હતો; સકારામ બાપુ ઉપરનો આંકોશ પણ કાહાડી નાખેઓ હતો અને તેને પાછો સાથે સામેલ કીધો હતો. મરાઠા લશકરની ગોઠવણ કરવાનું કામ સીંધીઆ, ફડકે અને હોલકરને સોંપવામાં આવ્યું હતું; પણ હોલકરને નાના સાથ બીઆબારૂં હતું તેથી તેનાં લસકરને એવી જગયાપર રાખેયું હતું કે રઘોબાની સાથ તેનાથી મળી જવાય નહી. અંગરેજી લશકરની સામા તલેગામ આગળ આખી મરાઠા ફોજ સામે થઇ. એ ઠેકાણે ૧૭૭૯ની તા૦ ૯ મી જાનેવારીએ મરાઠાઓ સામા થયા પણ જયારે લડવાને સફ સમારી તયારે તેઓ પાછા હઠી ગયા. નાનાના હુકમથી તલેગામ બાળી નાખવામાં આવ્યું અને કમીટીને એવી ખબર મળી હતી કે ચીનચુર અને પુનાને વટીક બાળી નાખવાને હુકમ થયલો છે. આથી

કમીટી નીરાશ થઇ ગઇ અને રઘોબાએ ઘણુંએ સમજાવી પણ તેનું નહી સાંભળતાં લશકર પાછું હઠાડીયું. અને ૧૭૮૦ ની તા૦ ૧૧ મી જાનેવારીએ બપોરનાં ૧૧ કલાકે અંગરેજી લશકર છુપી રીતે પાછળ હઠતું હતું એટલામાં મરાઠા લશકરે તેઓના ઉપર મજબુત રીતે હુમલો કીધો અને તા૦ ૧૩ મી એ જયારે વડગામ આગળ આવેઆ તે વખતે તેઓનાં એટલાં બધા માણુસ કપાઇ ગયાં હતાં કે નાસવાનું બંધ પાડીને કમીટીના સેકરેટરી મી૦ ફરરને સુલેહ માટે મોકલેઓ. પ્રધાનોએ પેહેલાં રઘુનાથરાવને માગેઓ અને અંગરેજોએ તેને પણ આપેઓ હોત પણ તે સીંધીઆ સાથ જુદા કોલકરાર કરીને તેને શરણે ગયેલ હતો જેથી અંગરેજો આ નામોસીમાંથી બચેઆ હતા.

સીંધીઆ નાનાથી છુટો પડીને સ્વતંત્ર થઇને કામ લેતે પણ આ વખતે તેઓની બનેની નેમ એકજ હતી તેથી તેઓ વચે અણબનાવ થયો નહી. મરાઠાઓએ બીજી શરત એ કરવા માગી હતી કે માધવરાઓ બલાલના મરણ પછી અંગરેજ સરકારે જે મુલક લીધો છે તે અને તેની સાથ સુરત તથા ભરૂચની આવક તેઓને સવાધીન કરવી. બચવાની તો આશા હતીજ નહી તેથી કમીટીએ ફરીથી અરજ કરી કે વડી સરકારના હુકમ વગર તેઓથી એવા કોલકરાર થઇ શકે નહી. આ ઉપરથી સીંધીઆએ ટકોર કીધી કે "તમોએ આગળા કોલકરાર તોડયા છે તેનો હુકમ અમને બતાવો." પછી મી૦ હોમસને મોકલીને સીંધીઆ સાથ જુદા કોલકરાર કીધા. આથી સીંધીઆ ઘણો ફુલી ગયેલ પણ નાનાને પોતાના કાબુમાં રાખવાને માટે હમેશાં સાવચેત રેહેતો હતો. આખરે ૧૭૭૩ માં જે કોલકરાર થયા હતા તે પરમાણે કોલકરાર થયા.*

---

* આ કોલકરારનો દસતાવેજ બાહાર પડેઆ પછી એ કરી આપનારા ઘણા ખીકકારમાં આવી પડયા હતા કેમકે એથી બ્રીટીશ નામને મોટું લાછન લગું હતું. એ દસતાવેજ નીચે પ્રમાણે છે —

"માધવરાવ નારાયણ પંડીત પ્રધાનની સરકારના સામા પડીને, અમ (અંગરેજો) એક લશકર લઇને ઘાટ ઉપર ચઢયા અને તલેગામ ખાતે રહયા, જે વખતે તમો (મરેઠા) એ લડવાને હુકમ આપયો અને આપણે બ ને લડયા, જેમાં અમો (અંગરેજો) હારી ગયા અને દાદાસાહેબ (રઘુનાથરાવ) ને લઇને પાછા ફરીને વડગામ ખાતે છાવણી નાખી રહયા. અમો (અંગરેજો) લશકર તથા

વડગામના કોલકરાર પ્રમાણે ચાલવાને સરકાર બંધાયલી નથી એવો ઠરાવ મુંબઈના ગવરનર હોરનબીએ કીધો અને લશકર પાછું એકઠું કરવાને માટે તઇઆરી ચલાવી. તેની મતલબ ફરેંચોનો હીંદુસતાનમાં પગ પેસારો કરવા દેવાની નહીં હતી. તેને ખબર હતી કે સીંધીઆ ફરેંચોને ધીક્કારે છે અને નાનાની મરજી વીરૂધ તેણે અંગરેજો સાથ કોલકરાર કીધા છે. મી૦ હોરનબીની અટકલ ખરી હતી કેમકે જો નાનો મજબુત થાય તો સીંધીઆને અંગરેજ સરકાર તરફથી મદદ મળે; પણ નાનો સીંધીઆની મદદથી રાજ કરતો હતો તેથી સીંધીઆ તેને ટેકો આપવાને બંધાયલો હતો. આ સઘળી હકીકતથી વડી સરકારને પણ વાકેફ કરવામાં આવી હતી. વડી સરકાર પણ આથી સારી રીતે વાકેફગાર હતી તેથી તેણે જનરલ ગોદારદને બરીટીશ સરકારના લાભના જુદા કોલકરાર સીંધીઆ સાથ કરવાને માટે પરવા-

---

અસબાબ સાથે મુંબઈ પોહોંચી શકતે નહી; આ ઉપરથી અમોએ મેસરસ ફારમર અને થામસને તમારી (સીંધીઆ) પાસે મોકલી આપયા કે તમો (સીંધીઆ) અમારો અને સરકારની વચમાં પડીને આગળની માફક કોલકરાર નક્કી કરી આપો અને અમને તથા અમારાં લસકરને મુંબઈ પોહોંચાડો. આ ઉપરથી તમોએ લડાઈ બંધ પાડી; તમો હમારો વાહારે આવ્યા અને કોલકરાર નક્કી કરીને કોઈનો પણ હેરાનગતી વગર અમને તથા લશકરને મુંબઈ પોહોંચાડવાને ઠરાવ કીધો; તમોએ અમને સદંતર બચાવ્યા જેથી અમોએ એ વાત અમારા ધીઆનમાં રાખી છે અને અમો ઘણા ખુશી છીએ. તમો મજબુત અમલદાર છો તથા અમારી સરકારના શુભેચ્છક છો તેથી તમારી સાથે દોસતી રાખવાને અમારું મન લલચાયું છે; એ વાત તમારાં મનમાં વસો અને અમારી પણ ખાત્રી થઈ કે તમોએ અમને સરકારની અને બીજા દરેકની હેરાનગતીથી છુટા કીધા આ સેવાનો તમને કંઈ બદલો આપવો જોઈએ માટે તમારી પુરી રાજી ખુશીથી રાજા તથા કંપનીની મોહોર સાથે ભરૂચનો કીલ્લો તથા તેનો રાજવહીવટ આગળ જે પ્રમાણે મોગલો વહીવટ કરતા હતા અને હાલમાં અમારા કબજામાં છે, તે તમામ તમને આપવાને કબુલ કરીએ છીએ વલી એવી કબુલાત આપીએ છીએ કે અમો જયારે મુંબઈ પોહોંચશું તયારે, ભરૂચના કીલ્લેદાર ઉપર તે તમને સવાધીન કરવા માટે રાજાની મોહોર સાથે ગવરનરનો સહી લઈશું. અમો કસમપર કહીએ છીએ કે એ માટે કંઈપણ તકરાર ઉઠસે નહી અને ઉઠે તો તેની જામીનગીરી તરીકે મી૦ ફારમર અને મી૦ ચારલસ સટુઅરટને તમારા સવાધીનમાં લડાઈના કેદી તરીકે સોંપી જઈએ છીએ. આ શરત હમારે કબુલ મંજુર છે."

નમી આપી હતી. સીંધીઆને તો નાનાને મજબુત રીતે પોતાના કાબુમાં રાખવો હતો તેથી તેણે ચીણગારી સળગાવીને અંગરેજ સરકારની સાથ દુશમેની ઉભી કરવાને બાનકોટના ઉપર હુમલો કરાવ્યો હતો. રઘુબાને બુંદેલખંડમાં જાગીર અપાવીને તેનું ૧૨ લાખ રૂપીઆનું સાલીઆણું બંધાવી આપેયું હતું. રઘોબાને ઝાનસી મોકલી આપેઓ પણ તે નરમદા નદી પર જાય એટલામાં તેને ખબર મળી કે તેને કેદ કરવા લઇ જવામાં આવે છે; આથી તે પોતાના ચોકીબાનો ઉપર હુમલો કરીને ભરૂચ નાસી ગયો અને તેને ખબર હતી કે અંગરેજ સરકાર તેને દાખલ કરસે નહી તોપણ તે તેઓને આસરે ગયો. સીંધીઆના આ કરતુક હતાં અને એથી નાનાની અને અંગરેજ સરકારની વચે દુશમેની વધતી ચાલી.

નાનાએ સકારામ બાપુને પકડીને પરતાબઘઢના કીલ્લામાં કેદ કીધો હતો અને તીઆંથી રાયઘઢના કીલ્લામાં લાવેઓ હતો જ્યાં તે મરણ પામેઓ.* રઘુબાનો દીવાન ચીંતુ વીઠલ પણ નાનાના પંજામાં

---

* શીવાજીની ચઢતી જોઇને બીજાપુરના મોહોમેદન રાજને ઘણી ચીંતા ઉપજી હતી અને તેને તાબે કરવાને અફઝળખાન નામના એક બાહાદુર સરદારને મોકલ્યો હતો. શીવાજીએ આ બાહાદુર સરદારને ઘણાજ કપટી દગાથી મારી નાખયો હતો. મોહોમેદન લશકરથી તે ડરતો હોય એવો ઢોંગ કરીને શરણ થવાને માગણી કરી. એ માટે ગોઠવણ કરવા મોહોમેદન લશકરમાંથી ગોપીનાથ નામના એક બ્રાહ્મણને મોકલી આપયો હતો. હીંદુ ધરમને માટે શીવાજીએ શું કીધું છે અને શું કરનાર છે તે વીશે ઘણીજ અસરકારક રીતે કહીને પેલા બ્રાહ્મણને પોતાના મત સાથ મળતો કીધો અને તેને નાણાની મોટી રકમની લાંચ આપી બીજી વધુ આપવા માટે વચન આપયું. એઓ વચ્ચે એવી ગોઠવણ થઇ કે અફઝલખાન અને શીવાજીએ એકેક નોકર લઇને એક ઠેકાણે મળીને વાત કરવી. ઠરાવેલે વખતે જવા પેહેલાં શીવાજી જે દેવીને માનતો હતો તેની નાહીને સવચ્છ થયા પછી પુજા કરીને વરદાન માંગયું; આ પ્રમાણે પોતાના મનને સંતોશ આપીને તે ધરાયો નહી; પણ વધુ હીમતવાન થવાને માટે પાઘડીની નીચે તીખાં લોઢાંની ટોપી પેહેરી હતી અને શરીરપર લોઢાંનુ બખતર પેહેરેયું હતું; જમના હાથની બાંહેમાં એક વાંકુ ખંજર રાખયું હતું જેને દેશીઓ "વીછુ"ને નામે ઓળખતા હતા; ડાબા હાથના પંજામાં વાઘના નખનો પંજો રાખયો હતો. આ પ્રમાણે તૈયાર થઇને તે ધીમે ધીમે ઠરાવેલી જગયા તરફ ચાલ્યો. ખાન તેના પેહેલાં આવેલો હતો અને શીવાજી જાણે તેને જોઇને બીહીતો હોય તેમ

પકડાયલો હતો તે પણ એક ડુંગરી કીલ્લામાં ખરાબ ખોરાક અને દુખથી મરણ પામેઓ. આ બે મજબુત હરીફ નાનાની વચમાંથી નીકળી ગયા હતા. રઘોબાને અંગરેજ સરકારે પેહેલાંતો ગણકારેઓ નહી પણ તા૦ ૧૨ મી જુને તે પોતાના બે છોકરા અમરતરાવ અને બાજીરાવ (જે ચાર વરસની ઊમરનો હતો) ને લઈને જનરલ ગોદારદને મળયો, જેણે તેનો ૫૦ હજાર રૂપીઆનો મહીનો બાંધી આપેઓ પણ વડી સરકારે તે પસંદ કીધો હતો નહી. રઘુબા સાથ જનરલ ગોદારદે કંઇ પણ કોલ-કરાર કીધા હતા નહી કેમકે જે માણસને આખી મરાઠા પ્રજા ધીકકારતી હતી તેને જાણી જોઇને ગાદીપર બેસાડવો એ વાત તેને પસંદ હતી નહી. જનરલ ગોદારદ નાના સાથ સંદેસા ચલાવતો હતો તેમા કેટલાક મહીના નીકળી ગયા હતા; ચોમાશાની આખેરીએ જનરલ ગોદારદને એવી ખબર મળી હતી કે દરેક પ્રાંતમાં અંગરેજોના ઉપર હુમલો કરવાને માટે મરાઠા, હાઇદર અને નીજામઅલીએ એક સંપ કીધો છે અને તે વાતની તેણે મુંબઇ સરકારને પણ ખબર આપી હતી; આ ખબર મળવા પેહેલાં તેણે નાના પાસ તડનેફડ જવાબ માંગેઓ હતો અને તે ધારવા કરતાં જલદી ફરી વળેઓ હતો. તેમાં જણાવેયું હતું કે કોઇ પણ જાતના કોલકરાર કરવા પેહેલાં સાલસટ અમારે સવાધીન કરવું અને રઘોબાને મોકલી આપવો. આ જવાબ મળતાની સાથેજ જનરલ ગોદારદ તા૦ ૧ લી નવેમબરે મુંબઈ આવ્યો: તેમાં તેની બે મતલબ હતી; એકતો એકે મદદનું લશકર મોકલી આપવું અને બીજી ફતેસીંગ ગાયકવાડ સાથ કોલકરાર કરવાને સલાહ લેવી.

---

આવતો હતો; આથી ગોપીનાથે ખાનની હજુરમાં જે હથીયારબંધ ચોકીદાર હતો તેને જરા દુર જવાને કહ્યું તયારે શીવાજી નજદીક આવયો અને બંનો એક એકને રીવાજ પ્રમાણે ભેટયા. શીવાજીએ લાગ જોઇને વાઘનાં નખનો પંજો ખાનના શરીરમાં મારયો અને પછી ખંજરનો ઘા કીધો; આટલુ છતાં પણ ખાને હીમતથી પોતાની તલવારનો ઘા શીવાજીના ઉપર કીધો પણ તે રદ ગયો કેમકે અંદર બખતર હતું. શીવાજીની મદદે તેનાં માણસો દોડી આવયાં અને ઠરાવેલી નીશાણી મળતાં તનાં છુપાવેલાં લશકરે ખાનનાં લશકર ઉપર હુમલો કીધો પણ તેઓ દગાથી બીલકુલ ગાફેલ હતા તેથી બચાવ કરી શકયા નહી. સકારામ બાપુને પરતાબગઢના કીલ્લામાં પુરયો હતો તયાંજ ઉપલી હકીકત એની ૧૨૦ વરસ પેહલાં બની હતી અને વળી ગોપીનાથ સકારામ બાપુનો વડવો હતો તેથી ઉપલી હકીકત વધારે બંધ બેસતી થઇ પડશે.

મુંબઇની સરકારે તેની માગણી કબુલ રાખીને ગુજરાત ખાતે કરનલ હારટલીની સરદારી તળે એક લશકરી ટુકડી મોકલી આપી. સુરત આવીને જનરલ ગોદારદે નાનાના વકીલને રજા આપી અને એકદમ પોતાનાં લશકરને તઇઆર રેહવાનો હુકમ આપીને ફતેસીંગ ગાયકવાડ સાથ સંદેસા ચલાવ્યા. ફતેસીંગે પણ તેને ઊડાવ્યા કીધા તેથી તેણે એકદમ પોતાનાં લશકરને ઊતર તરફ વધવાને હુકમ આપેઓ. આ ઠેકાણે, જનરલ ગોદારદે ગુજરાતમાં જે લડાઇઓ કીધી હતી તેનું વરણન કરવાની જરૂર નથી; એણે ઘણી બાહાદુરીથી લડીને તા૦ ૧૩ મી ફબરવારી ૧૭૮૦ ને દીવસે અમદાવાદ લીધું હતું. રઘોબાના, મરાઠાઓના હાથમાંથી છટકી જવા પછી, સીંધીઆ અને નાનો બંને ઊંચે મોઢે હતા પણ પાછી તેઓ વચે સમજુતી થઈ ગઇ. ગુજરાત તરફ ગોદારદની સામાં થવાને નાનાના સમજાવેઆથી સીંધીઆએ કબુલ કીધું હતું, તોપણ સીંધીઆની આગલી વર્તણુકથી નાનો વાકેફ થયો હતો. આ બંને વચે ફાટ પડી છે એવી વાત ફેલાઈ હતી અને નાનાએ રઘોબાનો કબજો લેવાને માટે સુરત ઉપર હુમલો કરવાને તૈયારી કીધી હતી તેથી એ ફાટને ટેકો મળેઓ હતો. સીંધીઆને ફરજને લીધે તા૦ ૨૯ મી ફબરવારીએ લડાઇમાં જવું પડયું હતું તોપણ તેના ભેદની કોઇને ખબર પડતી નહી. સુરતના કોલકરાર વખતે મી૦ ફારમર અને કરનલ સટુઅરટને લડાઇની જામીનગીરી માટે મરાઠાઓને સવાધીન કીધા હતા તેઓની સીંધીઆએ ઘણીજ સરસ રીતે બરદાસત કરી હતી અને આખરે તેઓને છોડી દીધા હતા જેથી તેઓ તા૦ ૯ મી મારચની સાંજનાં જનરલ ગોદારદને જઇ મળેઆ હતા. આવી મેહેરબાની બતાવવા પછી તેણે તુરતજ પોતાની તરફનો વકીલ આબાજી સાબાજીને પોતા તરફની મીત્રાચારીનો સંદેસો આપીને અંગરેજી છાવણીમાં મોકલેઓ હતો. આ વકીલની સાથ અરસપરસ બેરઆફીઅતના સંદેસા ચાલેઆ પછી કોલકરાર કરવાની વાત નીકલી તીઆરે ગોદારદે ડાવકાપણું વાપરીને બનેને લાભ થાય એવો એક કોલકરારનો ખરડો સીંધીઆએ ઘડી કાહાડવો એમ જણાવ્યું; સીંધીઆની ખરી મતલબ તો એ હતી કે સંદેસાને બાહાને વખત કાહાડીને ગોદારદને સારી મોસમમાં તઇઆરી કરતો અટકાવવો. પણ બરીટીશ

માચવટ આગળ આ દેશી ગટ નીભી શકી નહી. જનરલ ગોદારદ સુલેહને માટે ખરેખર આતુર હતો તેથી તેણે સીંધીઆના વકીલને જણાવ્યું કે ત્રણ દીવસની અંદર જેવો તેવો જવાબ આપવો. આથી સીંધીઆએ જણાવ્યું કે "રઘુબા સાથે તેને જુદા કોલકરાર તલેગામ ખાતે થયા છે તેમાં એવી કબુલત આપવામાં આવી હતી કે તેને ૧૦ લાખ રૂપીઆનું સાલીઆણું પુનાની દરબાર તરફથી મળે; રૂપીઆપર માધવરાવ નારાયણનો સીકકો ચાલે; રઘુબાના છોકરા બાજીરાવને પેશવાનો દીવાન નેમવો પણ તે નાની વયનો હોવાથી તમામ વહીવટ સીંધીઆ ચલાવે." આથી તેણે એવી દરખાસ્ત કરી કે તે કોલકરાર પ્રમાણે રઘોબાએ ઝાનસી જઈ રેહવું અને બાજીરાવને પુને લઈ જવા તેના સવાધીનમાં આપવો; અંગરેજ સરકારની શું શરતો છે તે ગોદારદના ઉપર રાખી હતી. ગોદારદે સાફ જણાવેયું કે રઘોબાએ તેઓનો આસરો લીધો છે તેથી તેને તે છોડી જવાને ફરજ પાડી શકાય નહી અને તેની ખુશી હોય તો તે જાએ. કદાપી સીંધીઆને કુલ અખતેઆર સોંપવામાં આવે તોપણ તેણે પેશવાની તરફથી બરીટીશ સરકારના લાભને માટે શરતો કબુલ રાખવી જોઇએ. સીંધીઆનો વીચાર આ શરતો કરવામાં સાત મહીના કાઢવાનો હતો કે એટલા વખતમાં અંગરેજો તરફ મરાઠા મજા કેવું વળણ બતાવે છે તે જાણવામાં આવે પણ એ સંદેસા તો સાત દીવસમાંજ પુરા થઆ હતા.

સીંધીઆ ગોદારદને ઠગવામાં જયારે ફતેહ પામયો નહી તીઆરે તેણે ફતેસીંગ ગાયકવાડ સાથ સંદેસા ચલાવેઆ. આ વાત જણાયાથી ગોદારદે મજબુતીથી લડવાનો ઠરાવ કીધો પણ મરાઠાઓ તે માટે અખાડા કરતા હતા. આખરે પાવાગઢ આગળ તા૦ ૨ જી એપરીલે લડાઈ થઇ જેમાં મરાઠાઓ હારેઆ. સીંધીઆની પાછળ જવાનો આ અનુકુળ વખત હતો નહી તેથી મુંબઈ સરકારની ઈચ્છા ઉપરથી ગોદારદે કોંકનનાં લશકરમાં વધારો કરવાને કરનલ હારટલીને મોકલ્યો હતો.

મુંબઇના ટાપુમાં તે વખતે આસપાસનાં પરગણાઓમાંથી ખાધખોરાકીની વસતુ આવતી હતી તેથી તેનો અટકાવ મરાઠાઓ તરફથી નહી થાય તે માટે ઘાટ ઉપર જુદે જુદે ઠેકાણે તપાસ રાખવાની જરૂર જણાઈ હતી. આને માટે સારવેથી પેહેલું કલયાણી લીધું જે પાછું

મેળવવાને નાનાએ ઘણાંએ ફાંફાં મારેઆ અને અંગરેજોને દેશમાંથી હાંકી કાહાડવાને માટે મોટું લશકર જમા કીધું. ઘાટ ઉપરની એક જગયાપર હુમલો કરીને તે લીધી તેથી તે ફાટી ગયો અને કલીઆણી ઉપર ઘસારો કીધો પણ તીઆંનું લશકર મજબુતીથી તેની સામા થઇને તેનો બચાવ કીધો; એટલામાં સારાં નસીબે કરનલ હારટલી પોતાનાં લશકર સાથ તા૦ ૨૫ મી મેએ તીઆં આવી પોહોંચેઓ અને મરાઠાઓને પાછા હઠાડયા. તીઆર પછી તેઓ સદંતર કોંકનમાંથી નીકળી ગયા અને સારી મોસમમાં અંગરેજ સરકારને હેરાન કરનાર કોઈ રહ્યું નહી. ચોમાશાંમાં પોતાનાં લશકરને જુદી જુદી જગયાએ રાખવાને માટે ગોદારદ ગોઠવણ કરવાને નરમદા નદીને કાંઠે ગયો હતો. ચોમાશું બેઠા પછી મરાઠાઓ જુદે જુદે ઠેકાણે હેરાનગતી આપવાને માટે ઉતરી પડતા હતા પણ તેમાં નીશફળ થતા.

વરસાદ ખુલવા પછી ગોદારદ પોતાનાં લશકરને લઇને સમુદ્રમારગેથી સાલસટ આવેઓ અને વસઈ ઉપર હુમલો કરવાને તા૦ ૧૩ મી નવેમબરે તીઆંથી ગયો. વસઇ ઉપર ઘેરો નાખેઓ હતો તે ઊઠાડવા માટે નાનાએ અને હરીપંતે ઘણી કોશીસ કીધી પણ તે ફોકટ ગઈ. તા૦ ૧૦ મી ડીસેમબરે મરાઠાનાં બને લશકરની ૨૦ હજાર માણસની ભેગી ફોજે મુંબઇના લશકર ઉપર હુમલો કીધો પણ તેમાં તેઓને મારી કાહાડેઓ અને આખરે તા૦ ૧૨ મીએ તેઓના ઉપર અંગરેજી લશકરે હુમલો કરીને હરાવ્યા જેમાં મરાઠાઓના બે નામાકીત સરદારો મારેઆ ગયા અને હજારો માણસોની ખુવારી થઈ. આ હારથી તેઓ સદંતર લડાઇના મેદાનમાંથી પાછા હઠી ગયા.

વસઈ હાથમાંથી ગયું અને સખત હાર થઈ તેથી નાનાને ઘણો સખત ફટકો લાગો હતો. એ તરફ આ હકીકત બનતી હતી એટલામાં બંગાલાની સરકારનો એક પત્ર તા૦ ૯ મી અકટોબરનો લખેલો મુંબઇની સરકારને મળેઓ હતો તેમાં લખેઉં હતું કે વડી સરકારનો વીચાર મરાઠાઓ સાથ સુલેહ કરવાનો છે, માટે જો પેશવા તરફથી લડાઇ બંધ પડે તો તેઓએ પણ બંધ કરવી પણ સંદેસા ચાલે તે દરમીઆન લડાઇ ઘણાં જોરથી ચાલુ રાખવી.

૧૭૮૧ ની ૧૮ મી જાનેવારીએ ગોદારદ આરનોડનો કીલ્લો હાથ

કરીને ઘાટ ઉપરની જુદી જુદી પાસેપર ગયો હતો. બોરઘાટપર લશકર રાખીને હરીપંત પુને ગયો. બંગાલાના લશકરની એક ટુકડીએ બાહાદુરીથી લડીને તા૦ ૮ મી ફ્બરવારીએ બોરઘાટ હાથ કીધો અને પછી ખંડાળે જઇને છાવણી નાખી જયાં તમામ લશકર જઇ મળયું. ગોદારદ ઘાટની નીચેજ પોતાની છાવણી નાખી પડયો હતો. આ લશકરના આવવાથી નાનાએ કંઇપણ ધાસતી બતાવી નહી પણ તેથી ઉલટું તેણે બળતવારીથી સામે થવાનો અને પછી આખાં કોંકન અને પુનાને ખંડીયર બનાવી દેવાનો ઠરાવ કીધો હતો. આ પછી ગોદારદને સમજાવવા માટે નાનાએ પોતાના તરફથી એક વગરમતાનો વકીલ મોકલ્યો હતો. હઇદર હાથ, આરકોટ ખાતે અંગરેજી લશકરની સખત હાર થઈ હતી, તે પેહેલાં અકટોબર મહીનામાં, ગવરનર જનરલે મોડાજી ભોંસલાની મારફ્તે, જે કોલકરાર કરવા માગેઆ હતા અને જે પાછળથી તોડી નાખવામાં આવ્યા હતા, તે પ્રમાણે શરતો કરવાને જો નાનો કબુલ થાએ તો સંદેસા ચાલે, એવી રીતે ગોદારદે પેલા વકીલની મારફ્તે કેહેવડાવ્યું હતું. નાનાએ એ વીશે પોતાનું અજ્ઞાનપણું જણાવ્યું ત્યારે ગોદારદે તેની એક નકલ મોકલી આપીને તાકીદથી હા ના નો જવાબ માંગ્યો હતો. નાનાએ આનો જવાબ વાળેયો તેમાં જણાવ્યું હતું કે "એ કોલકરારમાં મરાઠાઓના મીત્ર હાઇદરઅલીનુ નામ નથી એટલે તે કબુલ રાખી શકાય નહી. નાનાએ જે જવાબ લખ્યો હતો તે આ પ્રમાણેછે:—તમોએ શરતોની જે નકલ મોકલી છે તે તમારા દોસતે પેહેલાંથી તે છેલ્લા સુધી વાંચીછે; એ ઉપરથી નકકી જણાય છે કે એ શરતો અમારી સરકાર કબુલ રાખે એવી નથી; જો તમારો વીચાર ખરેખર કોલકરાર કરવાનો હોય તો તેમાં અમારી સરકાર સાથ જેઓ દોસ્તી રાખતા હોય તેઓનાં નામ દાખલ કરવાં." આ પત્ર તા૦ ૫ મી મારચ ૧૭૮૧ નો લખેલો છે. ગોદારદે તો આ શરતો કબુલ રાખવાને ના પાડી પણ મદરાસના ગવરનર સર આયરકુટે તેમ કરવાને તેને ફરજ પાડી હતી. આ વાત તો હીઆંજ રહી. પેશવા જે હાલમાં સાત વરષની ઊમરનો હતો તેને નાનાએ પુરંધર મોકલી આપેયો; હરીપંત ફડકે અને તુકાજી હોલકરની સરદારી તળે આખી ફોજ લઇને નાનો ઘાટ તરફ ગયો; મુંબઇ સાથનો વેહેવાર

અટકાવવાને અને ગોદારદના લશકરને હેરાન કરવાને ૧૨ હજાર માણ- સનું લશકર ફરસરામ ભાઊ પટવરધનને આપીને કોકનમાં મોકલ્યો; અંગરેજી લશકર અને મરાઠાઓ વચે લડાઇઓ ચાલી પણ આખરે ઈ. સ. ૧૭૮૨ ની ૧૭ મી મેએ સાલબાઈ ખાતે ઇસટ ઇંડીઆ કંપની તરફથી મી૦ દેવીડ એનડરશન અને પેશવા તરફથી મહાદજી સીંધીઆ, નાના ફરનવીસ અને બીજા મરાઠા સરદારો વચે કોલકરાર થયા; મહાદજી સીંધીઆ પેશવાના વકીલ તરીકે પણ બંધાયો હતો. આ કરાર- નામામાં ૧૭ બાબતો જણાવી હતી; તેમાં મુખય એ હતી કે રઘુનાથ- રાવને ૨૫ હજાર રૂપીઆનો માસીક પગાર આપવો અને તેની ખુશીમાં પડે તીઆં તેને રેહવો દેવો. આ કોલકરારપર વડી સરકારે તા૦ ૬ ઠી જુને સહી કીધી હતી પણ નાનાએ સહી કરવાને ઘણો વખત લઇને છેક તા૦ ૨૦ મી ડીસેમબરે કરી હતી અને એ કોલકરાર તીઆર પછી પણ તા૦ ૨૪ મી ફબરવારી ૧૭૮૩ એ અમલમાં આવેઆ હતા. નાનાએ જે વખત લીધો તેનું તેની પાસ કારણ હતું તે આગળ ચાલતાં જણાસે.

આ કોલકરારોપર અરસપરસની સહીઓ થઇ નહોતી તે દરમી- આનમાં, મહાદજી સીંધીઆએ વડગામની લડાઇ વખતે અંગરેજી લશ- કરના ઉપર જે દયા બતાવી હતી તેના તથા જે અંગરેજી અમલદારોને તે લડાઈની જામીનગીરીના બદલામાં આપેઆ હતા અને તેઓને પછ- વાડેથી તેણે સવતંત્રપણું બક્ષયું હતું તેના બદલામાં ભરૂચનો કીમતી પ્રાંત સીંધીઆને આપી દેવાને માટે ગવરનર જનરલની કાઊનસીલે કબુલ કીધું હતું.

સાલબાઈના કોલકરાર ઉપર નાનાએ પોતાની સહી આપતાં જે વખત કાહાડયો હતો તેનાં અનેક કારણો હતાં. સીંધીઆનો વગ વધતો જોઈને નાનો અંદરખાનેથી તેની અદેખાઇ કરતો હતો પણ તે બંનેની નેમતો એકજ હતી. બરીટીશ સરકાર સાથ જે લડાઈ ચાલી હતી તેથી નાનાની આબરૂ વધી હતી અને સીંધીઆની ઘટી હતી; પણ આમાં સીંધીઆએ પોતાનું કામ કાહાડી લીધું હતું અને હીંદુસતાનમાં એક જુદું સવતંત્ર રાજ સ્થાપ્યું હતું. આ બંને સરદારો સંપથી ચાલવા માટે અરસપરસ બંધાયલા હતા પણ જો લાગ ફાવે તો તે સંપ તોડવાને પણ તતપર હતા. નરમદાની દક્ષીણ તરફનો જે મુલક પેહેલાં

મરાઠાના તાબામાં હતો તે તમામ પાછો મેળવવાને નાનો આતુર હતો પણ સીંધીઆનો વીચાર પોતાને માટે જુદુંજ રાજ ઉભુ કરવાનો હતો. સાલબાઇના જે કોલકરાર થયા હતા તે મરાઠાઓને ઘણા લાભકારક હતા તોપણ નાનો સાલસટનો પ્રાંત મેળવવાને માટે કોશીસ કરતો હતો અને બરીટીશ સરકાર સાથ જે પત્ર વેહેવાર ચલાવતો તેમાં હાઇદરને પોતાના મજબુત મીત્ર તરીકે જણાવતો; હાઇદરના જે એલચીઓ પેશવાની દરબારમાં હતા તેઓને વળી તે જુદુંજ સમજાવતો કે કરીશના નદીના દક્ષીણ તરફના જે મુલક હાઇદરે જીતી લીધા છે તે જો મરાઠાઓને પાછા આપવામાં આવે તોજ સાલબાઇના કોલકરાર અમલમાં મેલવાને ઢીલ કરવામાં આવે; પણ જો તે પાછા નહી આપવામાં આવસે તો મરાઠાઓ અંગરેજની સાથ જોડાઇને તેની સામા લડસે. નાનાની ખરી મતલબ તો એ હતી કે જો એ પ્રાંતો હાઇદર નહી આપે તો તેની સામાં થવાને માટે નીજામઅલીની સાથ સામેલ થવું પણ તેમાંથી અંગરેજોને બાતલ રાખવા.

હવે આપણે સીંધીઆના વીચાર તરફ નજર દોડાવીએ. પોતે જે રાજ સ્થાપ્યું હતું તેના ઉપર બરીટીશ સરકાર નાખતી કરે એવી તેણે ગોઠવણ કરી હતી. અંગરેજ સરકારને ઊશકેરવા માટે ગુજરાતમાં તે ગોદારદની સામાં થયો હતો તેજ વખતે તેનું લશકર બંગાલામાં પણ અંગરેજો સાથ લડે એવી ગોઠવણ તેણે કરી રાખી હતી; પણ જો તેનાં રાજ ઉપર હુમલો થાએ તો તે માટે પેશવા પાસ મદદનાં લશકરની માગણી કરી હતી અને હોલકરને બોલાવેઓ હતો. નાનો આ વીચારની સામાં થયો હતો કેમકે તેને એવો ભય હતો કે હોલકર જો તેનાથી છુટો પડી જાએ તો સીંધીઆ તેને સમજાવીને પોતાના પક્ષપર કરી લે. આથી તેણે સીંધીઆની માગણી કબુલ રાખવાને માટે ઘણાં વામાંટામાં કીધાં હતાં અને આખરે તેણે હોલકરને પુનાથી છુટો પાડવાનો વીચાર માંડી વાળેઓ અને સીંધીઆને જણાવ્યું કે તેણે પોતાનાં દેશમાંથીજ સીલેદારોનું લશકર ઉભું કરવું; એ માટે નાનાએ મદદ આપવા જણાવ્યું હતું; પણ સીંધીઆએ આ સઘળી ભાંજગડ એકદમ નરમ પાડી નાખી અને સાલબાઇના કોલકરારપર સહી કરી કેમકે તેણે અંગરેજો સાથ દુશમેની કરવામાં લાભ જોયા નહી. આ કોલકરાર

થયા પછી અંગરેજ સરકારને મરાઠાઓએ એક મોટું અપમાન આપેયુ હતું તે જો જરા અગાડી આપેયું હતે તો તેથી મોટી ખુવારી' થાત. આ અપમાન એ હતું કે અંગરેજી વાહાણ મુંબઇથી કલીકત જતું હતુ તેના ઉપર પેશવાના કાફલાના સરદાર અમતરાવ ધુલીપે હુમલો કરીને તેને પોતાના સવાધીનમાં લીધું. આ વાહાણ ઉપર ઘણાક જાણીતા લશકરી અમલદારો હતા તેઓ વાહાણપરના ખલાસી અને ઉતારૂઓની મદદથી ઘણા બાહાદુરીથી લડેઆ હતા જેમાં કેટલાક મારેઆ ગયા હતા. મરાઠાઓની મોટી સંખેઆને લીધે આખરે આ લોકો શરણ થયા અને તેઓને વીજીઆડરૂગ લઇ ગયા જીઆં તેઓના ઉપર ખુદાની એવી મેહેરબાની હતી કે કંઈ પણ મલમ પટા વગર અને ખરાબ ખોરાકપર રેહેતાં તેઓ મધળા સાજા થયા. આથી કોલકરાર લટકી જાય એમ હતું પણ વાહાણ પાછું સવાધીન કરવાથી અને માફી માગવાથી સમાધાન થઈ ગયું. સાલબાઈના કોલકરાર પરમાણે ચાલવાને ટીપુએ કબુલાત આપી હતી તોપણ મદરાસ ઇલાકામાં અંગરેજ સરકાર સાથ લડાઈ કરવી ચાલુજ રાખી હતી. મહાદજી સીંધીઆ તેને એ લડાઇ બંધ રાખવાને માટે જણાવતો અને ધમકી વટીક આપતો કે જો તે લડાઈ બંધ નહી કરસે તો મરાઠાઓ અંગરેજ સાથ મળી જઇને તેની સાથ લડસે. ટીપુ જયારે કબુલ નહી થયો તીઆરે તેની પાસ જબરીથી કબુલ કરાવવાને સીંધીઆએ અંગરેજ સરકાર સાથ કોલકરાર કીધા. સાલબાઈના કોલકરાર ટીપુ પાસ કબુલ રખાવવાની નાનાની મતલબ એ હતી કે ટીપુ પણ મરાઠાઓનો તાબેદાર અને ખંડીઓ છે એવું હીંદુસતાનમાં જણાવવું. આપણે ઉપર જણાવી ગયા છીએ કે સીંધીઆ અને નાનાને અણબનાવ હતો તેથી તેઓ એક બીજાનો વીશવાસ કરતા નહી તેથી તેણે નીજામઅલી સાથ જે કોલકરાર કરવા ધારેઆ હતા તેપણ બંધ પડી ગયા. અંગરેજ સરકાર લડાઈથી એટલી બધી કંટાળી ગઈ હતી કે ગવરનર જનરલના હુકમથી મદરાસની સરકારે ટીપુ સાથ જુદા કોલકરાર કરવાને માટે સંદેસા ચલાવેઆ. આણી તરફ વળી ટીપુ હતો તે અંગરેજોને ઘણુંજ અપમાન આપવા લાગો અને તેઓને ધીકકારવા લાગો. આખરે તા૰ ૧૧ મી મારચે માનગલોરના કોલકરાર થયા જેમાં સાલબાઇના કોલકરારનો ઈસારો કરવામાં આવેઓ હતો નહી. આથી ટીપુ તો ઘણો ખુશી થયો પણ મરાઠાઓ ગુસ્સે થયા.

આ કોલકરાર અંગરેજ સરકારને એટલું બધું હલકું લગાડનાર હતા કે તેમાની ઘણી ખરી કલમોને વડી સરકારે રદ કરી હતી.

મેંગલોરના કોલકરાર થયાજ નથી એમ પુનાની સરકાર જણાવતી હતી અને જો થયા હોય તો સાલબાઈના કોલકરારથી તે ઉલટી રીતે થયા છે એવું તેઓએ જાહેર કીધું હતું; તોપણ આ કોલકરારની કેટલીક શરતો જે કબુલ રાખવામાં આવી હતી તેનાં વાજબીપણાનાં કારણો મી૰ હેસ્તીંગસે ખુલાસાવાર સીંધીઆને જણાવેઆં હતાં અને તેઓને સમજાવી લેતાં કંઇ વખત લાગો નહી કેમકે સરવે કોઈ પોતપોતાના લાભો તપાસવા પડેલા હતા. આ હકીકત પછી નાનાફરનવીસે એક બીજી તદબીર શોધી કાહાડી. ટીપુના ઉપર જે ખંડણી ચઢી ગઇ હતી તે પગાર કરી દેવાને નાનાએ માગણી કરી; આ દાવો ટીપુએ કબુલ રાખેઓ પણ તુરત ને તુરત તે પગાર કરી દેવાને પોતાની અશક્યતા જણાવી. જેવી ટીપુના ઉપર માગણી થઇ હતી તેવીજ નીજામઅલી ઉપર પણ મરાઠાઓની **ચોથ** અને **સરદેશમુખી**ની માગણી થઈ હતી.* પણ આ બંને વચ્ચે તો ખાનગી સમજુતી હતી અને થોડા વખત ઉપર નીજામઅલીની સામાં હુલડ કરવાને એક મોટું કાવતરૂ રચાયું હતું તે બેસાડી દેવામાં નાનાએ મદદ પણ આપી હતી. ઉપર જણાવેલી માગણીથી અગાડીથી ઠરાવ કરી રાખવા પ્રમાણે, નીજામઅલીએ જણાવેયું કે એ વીશે વીચાર કરવાને સરહદપર પુણાના પરધાને તેને મળવું; (આ કંઇજ નહી પણ ટીપુને સપડાવવાને માટે હતી.) આથી બંને તરફના સરદારો એક મોટું લશકર લઇને ભીમા અને કીરશણા નદીના સંગમપર ઇદગીર નામની જગાપરે મળયા. આ ઠેકાણે એવી ગોઠવણ થઇ કે ૧૭૭૪ પછી મરાઠાઓનાં થાણા જે નીજામઅલીએ કાહાડી નાખેઆં છે તે તેનાં રાજમાં પાછાં સ્થાપીને મરાઠાઓને આપવાં; છેલ્લા બેફસલમાં જે બાકી હોએ તે એકદમ પગાર કરી દેવી; નીજામ ઊલમુલકે જે દાવા કબુલ રાખેઆ છે તેનો ફડચો થાએ તીઆંસુધી શક પડતી બાબતો પડતી નાખવી.

આ પ્રમાણે એ કોલકરાર જાહેર કરવામાં આવેઆ પણ ખરો ભેદ તો એ હતો કે એ બંનેએ લડાઈ કરીને ટીપુ પાસથી, મરાઠાઓના તથા

---

* જુઓ પ્રસ્તાવના.

નીજામના જે મુલકો તેણે લઈ લીધા હતા તે પાછા મેળવવા. નીજામઅલીએ પોતાના જોરપર મુસતાક રહીને મરાઠાઓ પાસ અમદનગર અને બીજાપુરના પરાંત માગેઆ પણ નાનાએ જણાવેયું કે લડાઇ કરીને આપણે, જીઆરે તુંગભદરા નદીની ઉતર તરફનો પરાંત જીતીએ તીઆરે બીજાપુર આપીએ; આ તકરાર ઘણો લાંબો વખત સુધી ચાલી પણ તેનું સમાધાન આવ્યુ નહી. આખરે બને સોરાપુરના નાયકની પાસથી ખંડણી વસુલ કરીને પોતપોતાને દેશ ગયા; નાનાનો વીચાર જંજીરાના ટાપુને જીતી લેવાનો હતો પણ બરીટીશ સરકાર વચમાં પડવાથી તે ફાવેઓ નહી અને આખરે બીજી વધારે અગતની ખબર આવવાથી તે ઉપર સઘળાનું ધીઆન ગયું.

નાના અને નીજામઅલી વચે જે સંદેસા ચાલેઆ હતા તેથી ટીપુ વાકેફ થયો હતો અને તેજ કારણથી તેણે બીજાપુરની હાકમી ઉપર પોતાનો અસંભવીત દાવો ઊઠાવીને નીજામઅલીના ઉપર હુકમ રોકલ્યો કે તેણે તેનાં તોલ માપ દાખલ કરવાં. નીજામઅલી એ વાતથી બેદરકાર રહયો હતો પણ ટીપુએ તેને ઊંઘમાંથી જાગરૂત કીધો અને કીરશણા નદીના દક્ષીણ તરફ આવેલા તેના પરાંતપર હુમલો કરવાને લશકર લઈ નીકલ્યો. ટીપુને ઠંડો પાડવાને તુરતજ એક એલચી મોકલી આપેઓ અને બીજો પુને મોકલીને પેલા કોલકરાર અમલમાં તુરત લાવવાને જણાવેયું. નાના ફરનવીસ આ વખતે બીલકુલ તૈયાર હતો નહી એટલુંજ નહી પણ પુના ખાતે ઘણી ગડબડ ચાલી હતી તેથી તેને પોતાના મીત્રને ટેકો આપવાને બનયું નહી. આ ઉપરથી નીજામઅલીએ પોતાના શ્રીરંગપટનના એલચીની મારફતે લડાઈ નહી કરવાને જણાવેયું તે ટીપુની બીહીકને લીધે નહી પણ પોતાની વગર તૈયારીને લીધે હતું.

પેશવાની ગાદીપરથી માધવરાવ નારાયણને પદભરષટ કરીને મરનાર રઘુનાથરાવના છોકરા બાજીરાવને પેશવા બનાવવાને માટે પુનામાં એક જબરૂં કાવતરૂં રચાયું હતું તેથીજ નાનાએ નીજામઅલીની મદદને માટે લશકર મોકલેયું હતું નહી. સેલબાઇના કોલકરારમાં રઘુનાથરાવને માટે જે બંદોબસત કીધો હતો તેના ઉપર તેણે સંતોષ માનેઓ હતો, અને આખરે તુટેલે દીલે કોપરગામ ખાતે મરણ પામેઓ હતો

એની વાધવા આનંદીબાઇને તે વખતે હમેલ હતા અને પાડે મહીને એક છોકરાનો જનમ આપેઓ હતો જેનું નામ ચીમાજી આપા રાખેયુ હતું. બાજીરાવ એ વખતે માત્ર નવ વરસની ઊમરનો હતો. પુનામાં આવી રીતે વાદળ ઘેરાયલું હતુ પણ નાનાએ પોતાની ચાળાકીથી તે એવી રીતે વીખરી નાખેયુ કે તેની ભારી વખાણ થઈ હતી. બીજી એ વાત પણ ધીઆનમાં રાખવાની છે કે તેને ખબર હતી કે બાજીરાવ માટે ખટપટ ચાલી રહી છે તોપણ કોપરગામ ખાતે તેણે તેના ઉપર વધારે જાપતો રાખેઓ નહી; પણ વખત જતાં તેનો શક તેઓના ઉપર મજબુત થતો ગયો અને બાજીરાવ તેને ધીકકારતો અને તે બાજીરાવને ધીકકારતો. આ બને વચ્ચે અણવીસવાસ વધારનાર મહાદજી સીંધીઆ ગણાય છે, પણ તેના પોતાના લાભને ખાતર, તે કોઇ દીવસ પણ બાજીરાવની પક્ષ ખેંચે નહી. મહાદજી સીંધીઆ ઘણો લોભી હતો અને પોતે શરેસટ થવાને બનતી કોશીસ કરતો હતો. તેણે વળી એક બીજી નવી યુકતી શોધી કાહાડી અને ઇ. સ. ૧૭૮૪ ની ૨૨ મી અકટોબરે દીલ્હીના શેહેનશાહ સાથ કોલકરાર કીધા. આ કોલકરારમાં શેહેનશાહે તેને અમીર ઊલ ઊમરાવનો ખીતાબ આપવા જણાવેયું હતું પણ તેણે તે ના પાડીને પેશવાને માટે વકીલ ઈ મુતલગનો ખીતાબ માગેઓ જે ખીતાબ મહમદશાહે નીજામ ઊલ મુલકને પેહેલવેહેલો આપેઓ હતો. સીંધીઆએ પોતાને માટે પેશવાના નાયબનો ખીતાબ માગી લીધો જેથી તે આખાં હીંદુસતાનમાં પોતાની સતા ચલાવી શકે. સીંધીઆની ચઢતી જોઇને નાનો અને હોલકર બને બળી મરતા હતા. નાનાએ એક બીજી યુકતી સોધી કાહાડી. પુનાની દરબારમાં બરીટીશ રેસીડંટ રહે એવી નાનો ખાહેસ રાખતો હતો તેથી આ અગતના ઓધા પર મી૦ ચારલસ મેલેટ નામના અમલદારને મોકલવાને ઠરાવ્યું હતું. પુનાની દરબારમાં બરીટીશ એલચી જાય તે માટે સાલબાઈના કોલકરારમાં કંઈ બાધ રાખેલો હતો નહી પણ સીંધીઆને સારૂં લગાડવાને માટે તેની મંજુરીઅત લેવાને માટે મી૦ મેલેટ જાતે ગયો હતો; પણ સીંધીઆ કંઈ એવો ભોળો નહી હતો કે તે એકદમ એવી મંજુરીઅત આપે. તેણે ટોળ કીધું કે અંગરેજ સરકાર તરફથી તેણે ત્રણ વરસ સુધી એલચી તરીકે કામ કીધું અને હવે જો તેઓનો એલચી જાય તો દખણના સર-

દારોમાં તેને માટે એવો હલકો વીચાર બેસે કે બરોટીશ સરકાર એનાથી નારાજ થઇછે અને એના ઉપરથી ભરૂશો ઊઠી ગયો છે. સીંધીઆના આ વાંધાને મી૦ મેકફરસને ગણકારેઆ નહી અને મી૦ મેલટને એલચી તરીકે પુને જવાનો હુકમ થયો.

આપણે ઉપર જણાવી ગયા છીએ કે ટીપુએ બીજાપુર ઉપર પોતાનો દાવો ઊઠાવેઓ હતો અને નીજામઅલીના મુલક ઉપર હુમલો કરવાને ધમકી આપી હતી તે એવું બતાવવા કે લડવાને માટે તે પુરતો શકતીવાન છે; તેણે લશકરને કવાયદ આપી હતી અને આવતું ભય અટકાવવાને માટે સઘળી તૈયારી કરીને કીલ્લાઓમાં ખોરાકી ભરી રાખી હતી. છેડતી લેવા માટે કંઇ બાહાનું શોધતો હતો એટલામાં તેને તે મળી પણ આવ્યું. હાઇદરઅલીએ ૧૭૭૮ માં મરાઠાઓના જે પરાંતો જીતી લીધા હતા તેમાં નુરગુંડનો દેશ અને કીલ્લો પણ જીતઆં હતાં જે એક બરાહમણ દેસાઇના તાબામાં હતાં. તે દેસા-ઇએ ખંડણી આપવાની કબુલ કરવાથી મરાઠાઓને જેટલી આપતો હતો તેટલીજ તેના ઉપર નાખી. હાઇદરનાં મરણ પછી ટીપુએ ખંડ-ણીમાં ઘણો વધારો કીધો હતો જે આપવાને દેસાઇ ના પાડતો હતો. દેસાઇ છુપી રીતે પેશવાની મદદ પણ માગતો હતો તેથી નાનાએ તેની વચમાં પડવાને કબુલ કીધું હતું; ટીપુએ જ્યારે ઘણું દબાણ ચલાવ્યું ત્યારે નાનાએ તેના ઉપર લખ્યું કે "જાગીરદારો એક રાજની હકુ-મતમાંથી બીજાની હકુમતમાં જાએ તોપણ વધું ખંડણી આપવાને તેઓ બંધાએલા નથી, અને *સીવસથનીના હકથી જેઓ વહીવટ ચલાવે છે તેઓએ જો રાજના સામા ફીતુર કરવા જેવો ગુનો કીધો નહી હોય તો તેઓના હક ને અસલથી માન અપાતું આવેલું છે." ટીપુએ જવાબ મોકલ્યો કે "તેની પોતાની રઇએત પાસથી ગમે તે લેવાનો તેને હક છે." પછી ટીપુએ લશકરની બે ટુકડી મોકલીને એવી માગણી કરાવી કે દેસાઇને કીલ્લોજ છોડી દેવો પડે; પણ નાનાએ દેસાઇની મદદે લશકર રવાનાં કીધું હતું તેઓની સાથ ટીપુનાં માણસોને ઝપાઝપી થઇ હતી. મરાઠાઓનાં લશકરને એકદમ ધસી આવેલું જોઇને ટીપુએ મરાઠાઓને ઠગવાને માટે બાજી રચી. તેણે જણાવ્યું કે નુરગુંડના મુલક ઉપર

---

* બ્રાહ્મણો વંસપરંપરાથી અસલી જાગીરો ધરાવતા હોએ તેને એ નામ આપવામાં આવતું હતું.

તેની મના છે એવું કબુલ રાખવામાં આવે તો તે પાછો જાએ અને મરાઠાઓને બે વરસની ખંડણી ભરે. નીજામઅલીની સલાહથી નાનાએ એ શરત કબુલ રાખી. મરાઠાઓએ પીઠ ફેરવી કે ટીપુએ કીલ્લો લઈ લીધો અને દેસાઈની છોકરીને પોતાના જનાનામાં મોકલીને બીજાઓને કાબુલદરૂગમાં પુરેઆં જીઆં તેઓ મરણ પામેઆં. કીતુરના કીલ્લાના પણ એવાજ હાલ કીધા. મરાઠાઓની નજરમાં છેકજ બળખામણો જણાવવાને માટે ટીપુએ કીશનાની દક્ષીણ તરફના ભાગના ઘણા હીંદુઓને જુલમથી મુસલમાન કીધા, અને આ અપમાનમાંથી બચવા માટે ૧૦ હજાર બરાહમણોએ આપઘાત કીધો હતો.

નાના ફરનવીસે તુરત જાણ્યું કે ટીપુએ તેને ઠગયો છે અને નીજામઅલીના ઉપર પણ ઘણો ભરૂશો રાખતો નહી કેમકે મોગલ લશકરની બાહાદુરી વીશે તેને હલકો વીચાર બેસી ગયો હતો; તેથી ઉલટોજ વીચાર ટીપુના લશકરને માટે બેઠો હતો અને ટીપુએ ફરેંચો સાથ કોલકરાર કીધા છે એવી ખબર પડવાથી તે વધારે ગુંચવણમાં પડયો હતો. ટીપુ સામે લડવા માટે અંગરેજો કોઈપણ શરતે કોલકરાર કરશે એવી તેની ખાતરી થઇ હતી અને એજ વીચારથી મુંબઈના ગવરનર મી૦ બોડામ સાથ તે જે સંદેસા ચલાવતો તે ઘણી સંભાળથી ચલાવતો હતો. જુલાઈ મહીનામાં તેણે એક એલચી મુંબઈ મોકલીને એવી માગણી કરી હતી કે અંગરેજ સરકાર જો પેશવાને ટીપુ સામા લડવા મદદ કરસે તો મલબાર કોસટ તરફનાં કોઈપણ બે બંદરો તેઓને આપવામાં આવસે. આ દરખાસત ઉપર મુંબઇના ગવરનરે કંઇપણ અભીપ્રાય નહી આપતાં વડી સરકારનો હવાલો આપેઓ. આ જવાબથી નાનો સમજી ગયો કે બરીટીશ સરકારે હવે પોતાની રાજનીતી ફેરવીછે. નાનાએ પોતાનો ખાનગી એલચી કલકતે મોકલેઓ હતો પણ અંગરેજ સરકારનો પેશવાની દરબારમાં એલચી નહી હોવાથી તેને માહદજી સીંધીઆની મારફતે સંદેસા ચલાવવાની જરૂર જણાઈ હતી. સીંધીઆએ તુરતજ, લેફટેનંટ જેમસ એનડરસનની મારફતે, ગવરનર જનરલને પેશવા અને ટીપુ વચ્ચે થનારા અણબનાવ વીશે જણાવીને, સાલબાઇના કોલકરાર પ્રમાણે પેશવાને મદદ કરવાને જણાવ્યું હતું; પણ ગવરનર જનરલે તેની અરજ નામંજુર કરીને

જણાવ્યું કે માંગલોરના કોલકરારથી ટીપુના દુશમનોને અંગરેજોથી મદદ અપાય નહી; તોપણ ટીપુ તે કોલકરારની તમામ શરતો પ્રમાણે ચાલનો નહી તે માટે ફરીઆદ કરીને બરીટીશ સરકાર મરાઠાઓ સાથ મીત્રભાવ રાખે છે એવું મી૰ મેક્ફરસને કબુલ રાખીને, સેવટે જણાવ્યું હતું કે બરીટીશ સરકાર ટીપુને મરાઠાઓ ઉપર ફાવવા દેસે નહી. બરીટીશ સરકાર જેમ ઓછી ગરજતણી જણાતી હતી તેમ તેમ નાનો તેઓની મદદ મેળવાને વધારે આગરહ કરતો હતો પણ આખરે તેઓથી નીરાશ થઈને અથવા તુરત સમજુતીપર લાવવાને તેણે પોરચુગીઝો સાથ સંદેસા ચલાવ્યા જેઓએ તેને મદદ આપવા કબુલ કીધું.

નાનો જે આ ઊતાવળમાં પડયો હતો તેનું કારણ એટલુંજ છે કે ટીપુએ ફરેંચો સાથ કોલકરાર કીધા હતા તેની તેને ખબર હતી અને એ વીશે પોંડીચરી ખાતેના ફરેંચ ગવરનરને, પેશવાના એલચીએ ખબર પણ આપી હતી કે ફરાંસના રાજાએ પેશવાને જે કબુલત આપી હતી તેને એથી અપમાન થાય છે. ફરેંચ ગવરનર ટીપુ સાથના કોલકરારનો ઇનકાર કરીને મરાઠાઓ સાથ વધારે મજબુતીથી બંધાયો જેથી ટીપુને ઘણોજ ગુસ્સો લાગો હતો કેમકે તેના આ ફરેંચ મીત્રો તો વધારે સવતંત્ર બની ગયા હતા. પેશવાની દરબારમાં જે ફરેંચ એલચી હતો તેને મારાઠાઓ ઘણું માન આપતા હતા અને તેમને એવી કબુલત આપી હતી કે તેઓ જો ટીપુને મદદ નહી કરસે તો રેવાદાંડા તેઓને આપવામાં આવસે. પેશવાની દરબારમાં બરીટીશ એલચી જાથુકનો રાખવાને માટે સંદેસા ચાલતા હતા પણ સીંધીઆ વચે નડતો હતો. ઉપર જણાવ્યા પ્રમાણે મામલો જોઇને બરીટીશ એલચી રાખવાને માટે વધારે જરૂર જણાઈ હતી અને એ માટે મી૰ માલેટને પુને જવાનો હુકમ વટીક મળી ચુકો હતો. ટીપુ ઉપર લશકર મોકલવાને તૈયારી ચાલી રહી હતી તે વખતે અંગરેજ સરકાર તરફથી માહારાષ્ઠરના બચાવ માટે ત્રણ બેટેલીઅન મોકલવાની માગણી થઈ હતી પણ નાનાનો વીચાર જીતવાનો હતો તેથી તેણે આ માગણી ના પાડી. મરાઠાઓનું લશકર હરીપંત ફડકેની સરદારી હેઠલ તા૰ ૧ લી ડીસેમબરે પુનેથી નીકળયું અને પુરવ તરફની સરહદપર મોડાજી ભોંસલે તથા

નીજામઅલીનું લશકર હતું તેઓ સાથ જઇ મળયું. મોડાજી ભોંસલે પુનાનાં લશકરને મદદ આપવાને ઘણો આતુર હતો તેથી તેણે પોતાના દીકરા રાઘુજીને નામે બીજા નવા કોલકરાર કીધા અને ૧૭૬૯ માં માધવરાવ તથા જાનોજી વચે જે કોલકરાર થયા હતા તે પ્રમાણે મનજુર રીતે ચાલવાને બંધાયો. તેમાં ખાસ કરીને તેણે અંગરેજ સરકારને પેશવાની સામાં લડવાને મદદ નહી આપવાને જણાવ્યું અને ટીપુની સામાં લડવાને કબુલાત આપી હતી જે માટે તે હાલમાં નીકળ્યો હતો. નીજામઅલીની સાથ મસલત કરવાને નાનો પણ નીકળ્યો હતો અને પંઢરપુર આગળ હરીપંતની સાથ મળયા હતો; હંયાથી તેઓ ભીમા નદીની જમની બાજુ પર ગયા જંયાં તેઓને મોગલ લશકર પણ આવી મળયું. આ ઠેકાણે એવી મસલત કરવામાં આવી હતી કે ટીપુનો તમામ મુલક જેર કરીને તેના ૬ ભાગ કરવા; નીજામ અલીએ બે; પેશવાએ બે અને સીંધીઆ તથા હોલકરે બે શેરો વેહેંચી લેવા. મરાઠાઓનો કરીશના અને તુંગભદ્રા નદી તરફનો જે મુલક ટીપુએ જીતી લીધો છે તે પેહેલા લેવો. આવી ગોઠવણ કરીને બાડામી તરફ ગયા અને જીતયું. બાડામી લીધા પછી નાનો પાછો પુને આવ્યો. ટીપુએ લડાઇની ઇચછા નહી જણાવતાં એકદમ સુલેહના કરાર કરી નાખ્યા તેનું કારણ કોઇને જણાયું નહી. મરાઠાઓને તેણે બાડામી, કીટુર અને નુરગુંડ આપી દીધાં. ખંડણીના ૪૫ લાખ રૂપીઆમાંથી ટીપુએ એકદમ ૩૦ લાખ રૂપીઆ આપી દીધા અને બીજા, વરસની આખરીએ આપવાને કબુલ કીધા. અંગરેજ સરકારની બીહીકથી ટીપુએ આ પરમાણે એકદમ શરત કબુલ કરી દીધી હતી. ઈ. સ. ૧૭૮૬ માં લોરડ કોરનવાલીસે પોતામા હાથમાં અખતેઆર લીધા પછી પેશવાને અને નીજામઅલીને કાગળો લખીને જણાવ્યું હતું કે ટીપુ સુલતાનની સામાં લડવાને અંગરેજ સરકાર તેઓને મદદ આપસે નહી; પણ ત્રણે ઇલાકાઓને બરાબર ગોઠવવાને માટે જે ધમચકડ ચાલી રહી હતી તેથી ટીપુ એમજ સમજતો હતો કે તે તેની સામાં થવાને માટે કરવામાં આવેછે, આથીજ તેણે સલાહ કરી હતી અને બરીટીશ સતાનો હીંદુસતાનમાંથી નાશ કરવાને માટે તેણે પોતાના મનમાં ઠરાવ કરી રાખ્યો હતો.

પેશવાની દરબારમાં અંગરેજી રેસીડંટ નીમવાથી ટીપુ બીહે એમ નહોતું પણ તેથી સીંધીઆને અદેખાઈ ઉપજી હતી અને તેણે એ વીશે પોતાની મંજુરયત આપવા માટે બહાનાં કાહાડેઆં હતાં અને મી૦ માલેટને એવી સુચના કરવામાં આવી હતી કે તેણે ગવરનર જનરલ ઉપર જે કાગળો મોકલવાં તે સીંધીઆની દરબારના બીરીટીશ રેસીડંટની મારફતેજ મોકલવા કે સીંધીઆ તપાસીને તે ઉપર પોતાના અભીપરાય આપે; પણ સીંધીઆ હીંદુસ્તાન તરફ તે વખતે અને પછીનાં વરશોમાં પોતાનાં કામોમાં એટલો બધો ગુંટાઈ ગયો હતો કે તેથી તે દક્ષીણના મામલામાં વધારે માથું ઘાલી શકયો નહી. દીલ્હીના બાદશાહાને નામે સીંધીઆએ રજપુતો ઉપર ખંડણીનો દાવો ઉઠાવ્યો હતો અને કબુલ કરાવવાને તેઓના ઉપર તે ચઢાઈ લેઈ ગયો હતા પણ આખરે તેને હારીને ગવાલીઅરમાં ભરાઇ જવું પડયું હતું. તેને ખબર મળી હતી કે અંગરેજ સરકાર દીલ્હીના શેહેનશાહા તથા રજપુતો સાથ કોલકરાર કરનાર છે તેથી તે નાના ઉપર મદદ માટે વારે ઘડીએ લખતો હતો અને અંગરેજ સરકાર હીંદુસતાનમાં પગભર થાય તો આખાં માહારાષટરને નુકશાન થાએ એવી દલીલો તે બતાવતો હતો. આ માગણી કરતી વખતે તે ખુલ્લી રીતે નાનાને જણાવતો હતો કે તેઓ વચે કંઈપણ અદેખાઈ નથી અને જો મારા મનમાં અદેખાઈ હને તો હોલકર, હરીપંત અને ફરસરામ ભાઊના કામમાં વચે પડયા વગર રેહેતે નહી. આપણે એકજ શેઠની નોકરી કરીએ છીએ અને જો મારા મનમાં કંઈપણ અંદેખાઇ હતે તો મોરોબાની ટોલીને ટેકો આપ્યા વગર રેહેતે નહી. એ વીગરે સીંધીઆએ ઘણી ચાપલુસી કરી હતી.

નાનાનો મુખ્ય વીચાર મરાઠા રાજને એકત્ર કરવાનો અને પેશવાને તે સઘળાનો વડો કરવાનો હતો; પણ સીંધીઆએ જે રાજનીતી ચલાવવા માંડી હતી તેથી સાફ જણાઇ આવતું હતું કે તે અગર જો વડો નહી તોપણ સવતંત્ર થવાને કોશીસ કરતો હતો; વળી હીંદુસતાન તરફના મરાઠા હકો તજી દેવાય એવું પણ નહોતું તેથી સીંધીઆની મદદમાં લશકર મોકલવા માટે તે આનાકાની કરતો હતો. સીંધીઆને રજપુતોએ હરાવ્યો હતો તે પેહેલાંજ નાનાએ

અલી બાહાદુરની સરદારી હેઠલ લશકર હીંદુસતાન મોકલવાને તૈયાર રાખ્યું હતું અને તેણે એવો વીચાર રાખ્યો હતો કે રજપુતો સાથ તેણે જુદીજ સમજુતી કરવી. કેટલાકોનો એવો પણ વીચાર છે કે હીંદુસતાન સાચવી રાખવાને નાનાએ જેપુરના રાજા સાથ પણ સંદેસા ચલાવ્યા હતા પણ તેની ખરી મતલબ તો સીંધીઆને કાબુમાં રાખવાની હતી. સીંધીઆની હાર વખતે રજપુતોએ તેનાં લશકરને જતું મેલ્યું તેપણ આજ કારણને લીધે હતું. નાનાની મતલબ પાર પડી નહી અને તે ગુંચવણમા હતો એટલામાં ટીપુની હીલચાલની તેને ખબર મળી તેથી દખણથી લશકર મોકલવાનો વીચાર માંડી વાળ્યો. સીંધીઆ પોતે એકલે હાથે કામ લેતો હતો અને આ ગુંચવાડામાંથી નીકળવાને ઘણી મેહેનત લેતો હતો. હવે આપણે ટીપુ તરફ જઇએ. મરાઠાઓને ટીપુ સાથ જે કોલકરાર થયા હતા તેપર ટીપુએ મરાઠા લશકરની પીઠ પાછળજ પાણી નાખ્યું અને હરીપંત કીશણા નદી ઓળંગી ગયો કે તેણે કીટુર પાછું લઇ લીધું અને બીડનોર ખાતે એક લશકર જમા કીધું હતું તે કોંકનમાં મરાઠાઓના મુલકપર હુમલો કરવા ધામકી આપતું હતું. ટીપુએ સુલેહના કોલકરાર કરયા પછી તુરતજ આવાં પગલાં ભરયાં તે માટે અંગરેજ સરકારને એવો શક છે કે નાના સાથ અગાડીથી ગોઠવણ થઇ હતી અને અંગરેજોની સામાં લડવાને માટે મરાઠા, નીજામઅલી, ટીપુ તથા ફરેંચોએ કોલકરાર કીધા હતા. આ કામમાં મરાઠાઓ બીલકુલ સામેલ હતા નહી પણ ટીપુએ ફરેંચો સાથ કોલકરાર કીધા હતા તેમાં તેની મતલબ મરાઠાઓ કરતાં અંગરેજો તરફ વધારે દુશમેની બતાવવાની હતી; પણ તેનું લશકર તૈયાર થાય તથા ફરેંચો તરફથી તેને ખરેખર મદદ મળે ત્યાંસુધી તેણે પોતાના વીચાર છુપાવી રાખ્યા હતા. નાનાફડનીસનો એવો મજબુત અભીપ્રાય હતો કે ટીપુ તેઓની સાથ લડાઇમાં ઉતરયાવીના રહેવાનો નથી તેથી તેણે લોરડ કોરનવાલીસ સાથ કોલકરાર કરવાને મી૦ મેલેટની મારફતે ઇચ્છા જણાવી હતી; પણ લોરડ કોરનવાલીસથી પારલામેનટના કાયદા પ્રમાણે એવા કોલકરાર થાય એમ હતું નહી તેથી તે માગણી ના પાડતાં પોતા તરફની મીત્રાચારીની ખાત્રી આપવાને મી૦ મેલેટને જણાવેયું હતું અને તેમાં એવું પણ જણાવ્યું હતુ

કે જો ટીપુ કોલકરાર તોડવાની પેહેલ કાહાડસે તો તેઓ પણ તોડસે. ઇ. સ. ૧૭૮૮ માં ભરૂસાદાર એવી ખબર ફરાઇ હતી કે ટીપુએ ખુલ્લી રીતે દુશમેની જણાવવા માંડી છે અને તેનો વીચાર પેહેલાં તરાવનકોરનો રાજા જે બ્રીટીશોનો મીત્ર હતો તેનો મુલક તાબે કરીને પછી દક્ષીણમાંના બ્રીટીશ મુલક ઉપર ચઢાઈ લાવવાનો હતો; પણ અંગરેજ સરકારે જયારે નીજામઅલી સાથે નવા કોલકરાર કીધા ત્યારે ટીપુને ફાવતું પડયું અને તેણે ખુલ્લી રીતે તરાવનકોર ઉપર હુમલો કરીને લડાઇ જાહેર કરી. નાનાને આ વાતની ખબર મળી કે તેણે તુરતજ મી૦ મેલેટની મારફતે ગવરનર જનરલ ઉપર પેશવા તરફથી અને નીજામઅલી તરફથી માગણી કરી, જે કેટલીક સુધારીને કબુલ રાખી.

સને ૧૭૮૯ ની ૨૯ મી મારચે એક કોલકરારનો ખરડો થયો અને તે ઉપર તા૦ ૧ લી જુને પુના ખાતે કંપની તરફથી મી૦ મેલેટે અને પેશવા તથા નીજામઅલી તરફથી નાનાએ સહીઓ કીધી; આ કોલકરારમાં નાનાએ એવી કબુલાત આપી હતી કે ૨૫ હજાર માણસનાં લશકરથી ટીપુના ઊતર તરફના દેશો ઉપર હુમલો કરીને જેટલો તાબે થાય એટલો મુલક તાબે કરવો. ચોમાસું ખલાસ થયા પછી તેઓનાં તમામ લશકરે ટીપુ ઉપર હુમલો કરવો અને કદાપી ગવરનર જનરલને મદદ જોઇએ તો ૧૦ હજાર ઘોડેસવારોની મદદ આપવી પણ એ માટે એક મહીનાની નોટીસ આપવી અને તેનો ખરચ કંપનીએ કરવો. અંગરેજ સરકારે ટીપુ સામા ચોતરફી લડાઇ શરૂ કરી હતી અને મલબાર પ્રાંતમાંથી તેનાં લશકરને હાંકી કાહડયું હતું. ટીપુ સાથની લડાઇની તમામ વીગત આ ઠેકાણે આપવાની કંઈ જરૂર નથી પણ એટલુ તો જણાવવું જોઇએ કે લોરડ કોરનવાલીસ પોતે જાતે આ લડાઈમાં આવ્યો હતો અને હરીપંત તથા નીજામઅલીનો દીકરો શીકંદરજાહ ત્રણે ભેગાં લશકર લઇને શ્રીરંગપટન આગળ ઇ. સ. ૧૭૯૨ ની ૫ મી ફેબ્રુઆરીએ આવી પોહોંચ્યો હતો અને તેના ઉપર હુમલો કરવાની તમામ સંપુરણ ગોઠવણ કરી હતી. ટીપુ સુલેહ માટે કેહેણ મોકલતો હતો પણ તેની તોછડાઈથી તે કબુલ રાખવામાં આવતું નહી અને આખરે તેણે જયારે પોતાની માગણી નરમાસથી કીધી ત્યારે હરી-

પંતના સમજાવવાથી તે કબુલ રાખવામાં આવી અને ટીપુના બે વકીલો સાથ સંદેસા ચલાવ્યા. આ સંદેસા ચાલતા હતા તે વખતે લડાઇ તો જારીજ હતી. આખરે ટીપુ સાથ કોલકરાર થયા તેમાં તેણે એવી શરત કબુલ રાખી હતી કે લડાઈ સરૂ થવા અગાઊ તેના તાબામાં જે મુલક હતો તેનો અરધો ભાગ આપવો; ત્રણ કરોડ, ત્રીસ હજાર રૂપીઆ આપવા; અરધા તેજ વખતે અને બાકી ત્રણ વરસમાં આપવા. હાઇદરઅલીના વખતથી જેઓ કેદી થયા હોય તેઓને છોડી દેવા અને જામીનગીરીમાં બે છોકરા હવાલે આપવા. આ કોલકરાર પર ૧૭૯૨ ની ૧૯ મી મારચે સહી સાખ થઇ હતી. ટીપુને જો સંપુરણ રીતે જેર કરવા માગતે તો લોરડ કોરનવાલીસ કરી શકતે પણ તેણે તેમ કેમ નહી કીધો તે તમામ વાતની સાથ આપણને કંઇ લેવું દેવું નથી. ટીપુના હરહરતા દુશમનો હરીપંત તથા નાનાફરનીસની પણ માઇસોરના મુલકને સદંતર નાશ કરવાની ઇચછા હતી નહી અને સીંધીઆ પણ એ વીશે વીરૂધ હતો. ગવરનર જનરલે જે નરમાસ બતાવી તે મરાઠાઓ એમ સમજતા હતા કે હરીપંતના સમજાવવાથી બતાવી હતી પણ તેઓને ખબર નહી હતી કે ઇંગલંડના પ્રજા મતને અનુસરીને હીંદુસતાનના સતાવાળાઓને ચાલવું પડે છે. સીંધીઆ આ લડાઇમાં સામેલ હતો નહી કેમકે તે રજપુતો સાથ લડાઈમાં રોકાયલો હતો અને તેઓને સદંતર તાબે કરતે પણ તેના સાથીઓ હોલકર તથા અલી મુરાદ તેનાથી જુદા મતના હતા તેથી તેણે તેઓ સાથ સુલેહ કરીને માફકસરની ખંડણી કબુલ કરાવી. પોતાના સાથીઓ સાથ જયારે તેને વાંધો ચાલતો હતો તીઆરે તે હમેશાં પોતે પુને જનાર છે એમ કેહેતો કે તેઓને પાછા બોલાવી લેવડાવે; એતો જાણીતી વાત હતી કે નાનો હોલકરના વીચારને ટેકો આપતો હતો તેથી સીંધીઆ એટલો બધો દુર જવાને માટે ગ ્નાકાની કરતો હતો. આખરે તે પુને જવા નીકળયો તે વખતે તરેહવાર અટકલો ચાલતી હતી; કેટલાકો એવું ધારતા હતા કે પુના અને હેદરાબાદમાં અંગરેજ સરકારનો વગ વધવા લાગો છે તેનો અટકાવ કરીને પોતાનો વગ વધારવો; બીજાઓનો એવો વીચાર હતો કે તેનો દાળો નીજામઅલીના દેશપર હતો અને બીજાઓ તો એમજ ધારતા હતા કે તેની મુલ મતલબ તેના નવા મેલવેલા મુલકમાં હોલકર

અડચણ કરે નહી તેનો અટકાવ કરવાની હતી. આ સઘળાં અનુમાનોમાં થોડી ઘણી સચ્ચાઈ હતી; બરાહમણોની સતા વધારીને પોતાનો વગ મજબુત કરવાનો તેનો વીચાર હતો.

પાટણની લડાઇ પછી શને ૧૭૯૦ ના જુન મહીનામાં સીંધીઆએ દીલ્હીના શેહેનશાહા પાસથી પેશવા માટે વકીલ ઈ મતલગના ખીતાબની ત્રીજી વખત સનંદ મેળવી; પણ આ વેળાએ તેણે એવી યુકતી રચી હતી કે સીંધીઆ વંસપરંપરા પેશવાના નાએબ તરીકે કામ કરે. તેમુરલંગના વારેસોના ઉપર પોતાનો કેટલો વગ છે તે પોતાના દેશીઓને જણાવવા માટે આ યુકતી કરી હતી; વળી શેહેનશાહે તેના ઉપર એક બાજી મેહેરબાનીએ કરી હતી કે તે પોતાના દીકરાઓમાંથી ગમે એને ગાદી વારસ ઠરાવે અને મોગલ રાજમાં એવું જાહેરનામું પ્રગટ કીધું હતું કે કોઇએ બળદ અથવા ગાય કાપવાં નહી.

સીંધીઆ દક્ષીણ તરફ ઘણો ધીમે ધીમે વધતો હતો અને પોતાના મુલકથી દુર જવા માટે તે હમેશાં વીચારમાં હતો. આખરે તેણે જાહેર કીધું કે પેશવા માટે દીલ્હીના શેહેનશાહે આપેલી સનદો લઇને તે પુને જનાર છે. એ જયારે ગોદાવરી આગળ બોર તરફ આવ્યો તયારે તેણે નીજામઅલીને એવી માગણી કરી કેહેવાય છે કે બોરનો પ્રાંત તને અને ઔરંગાબાદ પેશવાને આપવાં; નીજામઅલીએ એ આપવા ના પાડી તયારે તેનું દીલ આ અસભયતા માટે દુખાયું હતું.

સીંધીયા ખરેખર દખણમા આવસે એ વાતનો નાનાને શક હતો અને તેણે જયારે જણ્યું કે તે બરાહનપુરથી નીકળી ચુકો છે તયારે નાનાએ હરીપંત ફડકેની મારફતે ગવરનર જનરલ લોરડ કોરનવાલીસને એવી અરજ કરી કે લડાઇ વખતે કેપટન લીટલનાં લશકરે જે બાહાદુરી બતાવી હતી, તેને પેશવાની નોકરીમાં આપવું અને તેનો તમામ ખરચ પણ તે આપસે; પણ ગવરનર જનરલે આ અરજ નામંજુર કરી હતી. આ ખબરથી સીંધીઆને ધાસતી ઉપજી હતી; વળી સીંધીઆના પાયદલ લસકર માટે જે નાનાને ભય હતો તે ટાળવા માટે, હેસીંગ નામના એક આબરૂદાર અંગરેજની સરદારી હેઠળ તેમાના થોડાંક માણસો લાવ્યો હતો અને માઇકલ ફીલોઝની સરદારી હેઠળ એક આખી ટુકડી લાવ્યો હતો; સીંધીઆ તા૦ ૧૧ મી જુને પુને આવી પોહોંચયો અને સંગમ આગળ છાવણી નાખી.

સીંધીઆ જે ખીતાબો લાવ્યો હતો તે ના કબુલ રાખવા નાનો પેશવાને સમજાવતો હતો તેમાં મુખય કરી માહારાજ અધીરાજ (રાજાઓના રાજા) માટે તેણે જણાવ્યું હતું કે હાલમાં ચાલતા મરાઠી રાજ વહીવટને તે અનુકુળ પડે એવા નથી. આખરે સીંધીઆજ ફાવ્યો અને ઘણા દમામથી દરબાર ભરીને શેહેનશાહી ખીતાબો આપયા. પેશવા પછી સીંધીઆની વારી આવી અને મેહેલમાં તેને નાયબના ખીતાબ અને બક્ષીસો પેશવાએ આપી; સીંધીઆ વારે ઘડીએ પોતાની ઢોંગી નરમાસ બતાવતો તેથી ઉલટો કંટાળો ઉપજતો હતો તેમાં તે જયારે એમ જણાવતો કે "અમો તો વંશપરંપરાથી પેશવાની જુતી ઊઠાવનાર છીએ તેથી પેશવાની હજુરમાં બેસાય નહી* માટે તેને ફકત પટેલના નામથી બોલાવવો. આવી રીતના ખાલી ઢોંગ મરાઠા લાગણીને અગર જો અનુકુળ હતા તોપણ તેની મતલબ પાર પડી નહી; આવી રીતની ખાલી હલકાઈ બતાવવાથી કેલવણી પામેલો કોઈપણ બરાહમણ તેનાથી ઠગાયો નહી અથવા હરખાયો નહી અને ઘરડા મરાઠાઓ તેને કુમરકુરાહાના પટેલ તરીકે કબુલ રાખવા કરતાં, શેહેન-શાહે આપેલા નવા ખીતાબને ખુશીથી કબુલ રાખતા હતા; 'પણ પટેલ કેહેવડાવવાનો હક તો સીંધીઆના હકદાર વારસોનો છે એવી રીતે તેઓ જણાવતા હતા.

એ લોક એટલા બધા દેશાભીમાની હતા કે કુમારકારાહાનો પટેલ, માનકરીઓ અને રસાલદારો જેઓ પોતાને સતારાના રાજાના જુના અમલદારો કેહેવડાવતા હતા, પણ તેઓ પાસ જે ઘોડા હતા તેમાંનો એક પણ તેઓનો પોતાનો હતો નહી, તેઓ સઘળાઓ વકીલ ઈ મુતલ-કની દરબાર વખતે બાહાદરશાહી તંબુમા દાખલ થવાને ના પાડી હતી તથા નજર વટીક આપી નહી. સીંધીઆને તેના અમલદારોએ મુબા-

* આ કુટુંબનો સરવેથી પેહેલો પુરૂષ રાનોજી સીંધીયા હતો જે પોતાના સોપાઇપણાથી જાણીતો થયો હતો અને વાઈ જીલ્લામા આવેલા કુમાકુરાનો પટેલ હતો. રાનોજીનું કામ પેશવાના જોડા ઊપાડવાનું હતું અને તેની જે ચડતી થઈ તે એક ઓચીંતા બનાવથી થઈ હતી; એવુ કેહેવાય છે કે બાજીરાવ બલાલ પોતાની શાહુ રાજા સાથની લાંબી મુલાકાત પછી પાછો ફરયો હતો તે વખતે રાનોજીને પોતાના જોડા છાતીપર દાબીને સુતેલો દીઠો. આ નજીવી ચોજ માટે તેને આટલી શંભાળ રાખતો જોઇને બાજીરાવને લાગી આવ્યું અને તેજ વખતે તેને પોતાનો હજુરયો બનાવ્યો જેથી તે ઝડપથી વધતો ગયો.

રકબાદી આપીને નજર આપી હતી તોપણ આખી મરાઠા પ્રજાની લાગણી તેના આ કામની વીરૂધ હતી એમ તેણે જાણી લીધું હતુ અને અગાડી કેહેવી રીતે કામ લેવું તે વીશે તે વીચારમાં પડ્યો હતો.

પોતાની મતલબ કેહેવી રીતે પાર પડસે તેની યોજના નકકી કરીને તે એવા ઠરાવ ઉપર આવ્યો હતો કે પેશવાને રાજી રાખવો અને તેજ પ્રમાણે પોતાની ચાપલુસી વાપરીને તેણે પેશવાનું મન હરી લીધું હતુ અને તેને શીકાર વીગરેનો શોખ લગાડ્યો: નાનાનો સવભાવ ઘણો વીચારશીળ તથા ગંભીર હતો તેથી તે પેશવાને વધારે કોડું આપતો નહી અને તેને સંકોચમા રાખતો, જે પેશવાને ગમતું નહી; સીંધીયા એનાથી ઉલટીજ રીતે ચાલતો હતો તેથી તેને વધારે ચાહાવા લાગ્યો અને હમેશાં જયાં જતો તયાં સાથે રાખતો; નાનો સમજતો હતો કે આનુ પરીણામ સારૂ આવસે નહી તેથી પેશવાને સાવચેત રેહેવા માટે કેહેતો અને સીંધીયા, નાનાની ગ્રુસદીમાથી તેને છોડવવા સમજાવતો હતો; માધવરાવ, સીંધીઆ જે કહે તે હાજી હા કરતો પણ તેનો અતીશંક સવભાવ અને ઠરાવ તેને સીંધીઆની અકકલ પ્રમાણે ચાલવા દેતા નહી તેથી તે નાનાને તજી દેવાનું મન કરતો નહી; તોપણ તેના ઉપર નાનાનો જાથુકનો જે આંકોસ હતો તે હવે કંટાળા ભરેલો થઇ પડ્યો હતો અને સીંધીઆની સોબત વધારે પસંદ કરતો હતો.

સીંધીઆ દરબારમાં જઇ તેણે હીંદુસતાનમાં જે કામો કીધાં હતાં તે વીશે વારે ઘડીએ ઇસારો કરતો હતો; તથા પેશવાની આબરૂ વધારવા અને તેનું રાજ ફેલાવવા માટે તેને જે મોટો ખરચ કરવો પડ્યો તે માટે પણ ઇસારો કરીને હોલકર તથા અલીબાહાદુરને તયાંથી પાછા બોલાવી લેવાની માગણી કરતો હતો. આ સઘળાનો જવાબ આપવાને પ્રધાન તૈયારજ હતો અને તે એટલુંજ જણાવતો કે જે મુલક તેણે સેહલથી જેર કરીને તેની ઉપજ લીધી છે તેનો હીસાબ રજુ કરવો. આ બાબતો વીશે ઘણી તકરારો ચાલી અને બનો વચ્ચે અદેખાઈ ઉપજવાના ઘણાં કારણો ઉઠયાં; એમના પક્ષવાળા જેઓ હીંદુસતાનમાં સામાન્ય કામ માટે રોકાયલા હતા તેઓ તયાં ખુલ્લી રીતે લડી મરતા હતા તયારે પુનામાં એઓ સભ્યતાથી વર્તતા હતા. સીંધીઆ પુને આવ્યો તે પેહેલાં કનોજ શરણ થયું હતું અને તેનું તથા હોલકરનું લશકર સાથે મળીને

રજપુત રાજાઓ પાસ ખંડણી કબુલ કરાવતું હતું; તેઓએ બે કીલ્લા પણ લીધા હતા અને લુટ વેહેંચી લેવા માટે તકરાર ઊઠવાથી લડાઇ ઊઠી હતી જેમા હોલકરનાં લશકરની સદંતર હાર થઇ; આ હારેલું લશકર તયાંથી નાઠું અને હોલકરે નાસતાં નાસતાં પણ ઊજન લુ ી લીધુ. આ ખબર જયારે પુને આવી તયારે ત્યાં અગર જો ઘણો ખળભલાત થઇ રહયો હતો અને સીંધીયા તથા દરબાર વચ્ચેના એખલાસમાં ખલલ પડી હતી તોપણ બને બાજુવાળાઓ પોતાના બચાવની તૈયારી કરવા પડયા હતા. નાનાએ પોતાની મદદ માટે ફરસરામ ભાઊને બોલાવ્યો જે બે હજાર ઘોડેસવારો સાથે આવી પોહોંચ્યો; આ અવીચારી ફાજ આવવાથી સીંધીયાને વધારે મજબુત બાહાનું મળેયું અને તેણે પણ પોતાનાં લશકરમાં ઘણો વધારો કીધો. ખુલ્લી રીતે લડાઇ કરવાથી કોઇની મતલબ પાર પડે એમ હતું નહી તેથી તેઓએ પોતાના લશકરના સરદારોને તૈયાર રેહેવા માટે હુકમો મોકલી આપયા હતા. પેશવા એ લોક વચ્ચે સમાધાની કરનાર હતો તેની વાટ જોતા હતા.

ઊપર જણાવ્યા પ્રમાણે સીંધીયાની હાલમા ચઢતી થઇ હતી પણ દખણમાં તે અકારો થયો હતો અને તેમાથી છુટવા માટે તે કોશીસ કરતો હતો. પુને આવ્યા પછી તેણે ગોવીંદરાવ ગાયકવાડની તરફેણ કરવા માંડી હતી તેમજ પતસુચીવની બાળ વયને લીધે નાનાએ તેની જાગીરનો વહીવટ લઇને તેનો કારભાર ચલાવવા માટે બાજીરાવ મોરેશ્વર નામના એક શખસને વહીવટ સોંપયો હતો; નાનાની આ વરતણુક પ્રજાને અણગમતી હતી તેનો લાભ લઇ પંતને સીંધીઆ પુને લઈ આવ્યો અને તેની જાગીર અપાવી તથા નાનાના નીમેલા કારભારીને બરતરફ કીધો. આ હીમત ભરેલાં કામથી ટંટો ઉઠવાની વકી હતી પણ હરીપંત ફડકેના વચ્ચે પડવાથી સમજુતી થઇ હતી. સીંધીઆ પેશવાને સમજાવતો હતો કે તેણે તેનો આસરો લેવો તે વાત એક હોડીમાં જતાં જતાં કરી હતી તે નાનાએ કાને કાન સાંભળી હતી તેથી તેણે પેશવા પાસ તેનો તડનેફડ જવાબ માગયો હતો. આપણે સારી રીતે જાણુયે છીએ કે નાનો ઘણો ખબરદાર હતો તેણે પેશવાને એટલી બધી અસરકારક ભાશામાં પોતાના કામની સમજ આપીને સેવટે સીંધીયાનાં ફલથી સાવચેત રેહેવા માટે કાલાવાલા કરીને જણાવ્યું હતું અને આખરે પોતાની

આંખમાં આંસુ લાવીને પોતાનું રાજીનામું આપી કાશી જઈ રેહેવા જણાવ્યું. આ અસરકારક ભાશણથી પેશવાને ઘણું લાગી આવ્યું; પોતાની દલગીરી વચ્ચે નાનાની પાસ માગી લીધું કે તેણે રાજીનામુ આપવું નહી અને સીંધીઆથી સાવચેત રેહેવા વચન આપયું. નાનો ગમે તે કરે અને તેને અગર જો હરીપંત ફડકે તથા રાશટે અને પટવરધન જેવા મજબુત બરાહમણ કુટુંબોનો ટેકો હોય તોપણ સીંધીઆ પોતાના ભારી બળથી, તેને ફાવવા દતે નહી; પણ આ બધી ખટપટ એકદમ બંધ પડી ગઈ અને સખત બોખારથી તે એકાએક પુનાની નજદીકમાં વાનોરી ખાતે સને ૧૭૯૪ ની ૧૨ મી ફેબરવારીએ મરણ પામયો.

સીંધીયાએ મરણ પેહેલાં દોલતરાવને પોતાનો દતક લીધો હતો પણ તે માટે ખરેખરી કીરયા થઈ નહોતી; એની વીધવા લક્ષમીબાઈએ એ વીશે વાંધો ઊઠાવ્યો હતો તોપણ દોલતરાવને સરવેએ કબુલ રાખ્યો હતો કેમકે નાનાએ પોતે વટીક તેને કબુલ કીધો હતો. સરવેથી પેહેલો તુકાજી હોલકરે તેને કબુલ રાખયો હતો અને સીંધીયાના કુટુંબીઓએ પણ તેના ઉપર મુબારકબાદીનાં પતરો તથા નજરો મોકલી આપી હતી તેથી દોલતરાવ પોતાની ૧૫ વરશની વયે વગરવાંધે માહાધજી સીંધીયાની મોટી ગાદીનો વારશ થયો.

શીવાજીએ જે રાજ સ્થાપ્યું હતું તે હાલમાં મોટા વીસતારમાં વધી ગયું હતું અને મરાઠાઓ પોતાની અદભુત શકતી વાપરીને જો સંપથી ચાલ્યા હતે તો હજી પણ તેનો વીસતાર વધતે અને તેઓની જાતી લુંટફાંટ કરવાની રીતથી હીંદુસતાનમાં બીરીટીશ સતા ઝડપથી ફેલાઈ ગઇ હતી તેનો અટકાવ કરી શકતે; પણ મરાઠાઓની આ રીતમાં ઘણો ફેરફાર થતો ચાલ્યો હતો અને તેઓ પોતાની લડાયક હીમત ભુલી ગયા હતા કેમકે હવે કોઇ એવો સરદાર નહી હતો કે તેમને એકત્ર કરીને ચલાવે; તેઓ હાલમાં પોતાની જાતના રાજાઓના અમલમા વસતા હતા જેઓની રાજનીતી ઘણી માયાળુ હતી; વળી પ્રધાનમંડળો આપખુદી વાપરીને જુલમી થવા માગે તોપણ તે થઇ શકે નહી કેમકે સારા કારોબારવાળાં નાના રાજયો જેવી રીતે મજબુતીથી લડી શકે તેવી મજબુતીથી લડવાનાં એ લોક પાસ સાધન રહયાં નહોતાં. આટલુ છતાં પણ એ જાતમાં લડાયક ગુણ હજી પણ હતો કેમકે દરેક ગામમાં

લોકો પાસે હથયારો હતાં અને એક કુટુંબના ચચાર પાંચ પાંચ માણસો હથયાર ભીડીને ફરતા હતા; એક શખસ એક વખત લડાઇમા જઈ આવ્યો હોય તો તેમે બીજી વખત પણ બોલાવવામાં આવતો હતો પણ લોકો લુટફાંટ કરવામા જેટલા બાહાદુર હતા એટલા ખુલ્લાં મેદાનની સામસામો લડાઇમાં નહોતા; મરાઠા ઘોડેસવારો આગળ જેટલી હીમત એકલા બતાવતા હતા એટલી હીમત પાયદલ લશકર તથા તોપખાનાની કુમક છતાં પણ બતાવતા નહી એટલે જાણે તેઓ પોતાનું આગલું શુરાતણપણું ભુલી ગયા હતા; એમની હીમત, જે તેમનો જાતી સદગુણ હતો, તેપણ તેની આગલી ટોંચ ઉપરથી ઊતરતી થઇ ગઈ હતી; સીંધીયાનાં કવાયદવાળાં લશકરની જયારે કેટલાકો તારીફ કરતા હતા તયારે બીજાઓ તેથી ઊલટાજ વીચાર જાહેર કરતા હેતા અને એવી ભવીષયવાણી કેહેતા કે એથી હીંદુસતાનો નાશ થશે. મરાઠા પ્રજાની આવી હાલત છતાં તેમને એકત્ર રાખીને, પેશવાને તેમનો સઘળાનો વડો કેહેવડાવવા માટે નાનાને કંઇ મશકેલી પડી નહી. તેણે જાણયું કે નીજામઅલી ઉપર ચઢેલી રકમો દાવો કરવામા આવસે તો તેમાં સરવે મરાઠા સરદારો ભાગ લીધા વગર રહેસે નહી; વળી સીંધીયાના મરણથી નાનો વધારે સવતંત્ર થયો હતો તથા અંગરેજોએ અળગ રહેવાની રાજનીતી ચલાવી હતી.

નીજામઅલી સામા કેવી જાતના દાવા બાકી હતા તે આપણે ઉપર જણાવી ગયા છીયે; એ કેટલાંક વરષની **ચોથ** તથા **સરદેશમુખી** ની* બાકી હતી; એ વીશે દશ વરષથી તકરાર ચાલતી હતી

---

* દીલ્હીના મોહોમેદન સરસુબાઓના હાથમાથી આ ઇલાકાનો ઘણો ખરો ભાગ જઇને મરાઠાઓના તાબામાં આવ્યો હતો તે પેહેલાં, દેશના ખેડુતો, જાગીરદારો વીગરે પાસથી ખંડણી વીગરે બરાબર વસુલ થઇ શકતી નહી અને ઘણી મુશકેલી પડતી હતી. મરાઠાઓએ એવી ખંડણી વસુલ કરવા માટે ચોથ અને સરદેશમુખી નામનો કર દાખલ કીધો હતો જેથી આવકના પ્રમાણમાં ચોથો અને દશમો ભાગ લેવામા આવતો હતો. આ રીત એટલી બધી સરસ અને સેહેલી હતી કે કથી કોઇના ઉપર જુલમ ગુજરતો નહી અને ખેડુતો વીગરે ખુશીથી એ કર આપતા હતા. આની પેહેલાં ખંડણી કેહેવી રીતે વસુલ કરવામાં આવતી હતી તે વીસે સતાબારી પુરાવા જળવાઇ રહયા નથી; પણ તવારીખ ઉપરથી આપણા જાણવામા એટલી હકીકત તો ચોકસ રીતે આવેછે કે શેહેનશાહા અકબર જે વખતે રાજનો વડો થયો હતો ત્યારે એટલે કે શને ૧૫૭૨ માં તેણે એક

પણ ટીપુ સાથ લડવામાં ગુંટાયલા હતા તેથી નીજામઅલી વાયદા કરીને દાહાડા કાઢતો અને મરાઠાઓથી આંપતી ઊઘરાણી થતી નહી. આખરે શને ૧૭૯૧ મા નીજામની દરબારના પેશવાના એલચીઓ ગોવીંદરાવ કાળે અને ગોવીંદરાવ પીંગલેએ નીજામઅલીને અરજ કરી કે તેમના ધણીના જે દાવા છે તે નકકી કરવા માટે કમીશનરો નીમવા. કેટલીક તકરાર પછી નીજામઅલીએ ૩૪ બાબદોનો નીકાલ કરવા માટે માગણી કરી તેમાં જણાવ્યું હતુ કે તેના તાબાના કેટલાક મુલકો તેઓ પચાવી બેઠા છે તથા તેની આવક ખાય છે તેનો અને પેશવાના તાબાના પીંધારાઓએ જે લુટફાંટ કરી હતી તેનો બદલો આપવો; નાનાફડનીસે આ સઘળાનો ઘણીજ બાહોસીથી જવાબ ઘડી કાહાડયો હતો અને તે નીજામઅલી ઉપર મોકલી આપતા ૨૮ બાબતોનો દાવો કરીને તેમાં જણાવ્યું હતું કે કેટલીક તો શને ૧૭૭૪ ના સાલથી બાકી ચાલતી આવે છે.

---

બાદશાહી ફરમાન કાહાડીને "ટરાનઝીટડયુટી" એટલે ચોકીદાણ માફ કીધું હતું. અકબરના દીવાન રાજા ટોડરમલે પણ જમીનની મેહેસુલ સંબંધી ઘણા સરસ નીયમો ઘડી કાહાડયા હતા તે આપણે સારી રીતે જાણીયે છીયે અને તેનાજ અમલમાં રાજા ટોડરમલની જમીન માપવાની રીત દાખલ કરવામા આવી હતી. મોગલાઈ શેહેનશાહાના જે સર સુબા ગુજરાતમા આવતા તેઓ પોતાના શેહેનશાહાનો નબળાઈ જોઈને ગાદી પચાવી પડતા હતા તે પ્રમાણે અમદાવાદ પણ પચાવી પાડવામાં આવ્યું હતું. આ સર સુબાઓ સામા લડવા માટે દેલ્હીથી લશકર આવતું તેની દરકાર વટીક તેઓ કરતા નહી અને માહોમાહેમાં લડી મરતા જેથી મરાઠાઓને વધારે ફાવતું પડતું હતું અને હવે ગુજરાતમાં પણ પોતાનો દોર ચલાવવા માંડયો હતો તે એટલાં વેર કે બરતરફ થયલા સુબેદારની તરફથી લડવાને પણ તેઓ તૈયાર થતા હતા અને વધારે પગભર થઈને હવે એટલે સતરમાં સૈકડાનો અધવચમાં ગુજરાતમાં ઘણે ઠેકાણે પોતાની ચોથ અને સરદેશમુખીની રીત દાખલ કરી દીધી હતી, તે એટલે સુધી કે શને ૧૭૫૫ માં ખુદ અમદાવાદ તથા તેને લગતા બીજા દેશો સંપુરણ રીતે તેમના તાબામાં આવ્યા હતા; પાછળથી એ દેશ કોઈ વખત પેશવાના તાબામાં તો કોઈ વખત ગાયકવાડના તાબામા આવ્યો હતો જેથી મેહેસુલ વસુલ કરવાની રીતમાં પણ ફેર પડી જતો; સેવટે એ તમામ મુલક બ્રીટીશ સરકારના તાબામાં આવ્યા પછી જમીનની માપણી કરવાની રીત દાખલ કરીને જમીનના ગુણદોષ પ્રમાણે તેનો આંકડો બાંધી આપવામાં આવ્યો હતો અને આગલી સઘળી રીત રદ કરવામા આવી હતી.

આમાના કેટલાક નીજામઅલીને કબુલ રાખવા પડયા હતા, કેટલાક તેણે ઊડાવ્યા હતા; પણ તેણે એમ જણાવ્યું હતું કે ટીપુ સાથની લડાઇનો જયારે અંત આવસે તયારે તે પોતાના પ્રતીનીધીઓ મોકલીને હીસાબ નકકી કરાવસે; આ પ્રમાણે જવાબ મોકલવાની તેની મતલબ એવી હતી કે એટલા વખતમાં અંગરેજો તેના તરફથી વચમાં પડશે. ૧૭૯૨ માં લડાઇ બંધ પડયા પછી હીંદુસતાનમાં શાનતી રહે એવા વીચારથી લોરડ કોરનવાલીસે અરસપરસ મદદ આપવા માટે કોલકરારનો એક ખરડો ઘડી કાહાડયો હતો; લોરડ કોરનવાલીસની ખરી મતલબ કોઇના સમજવામાં આવી નહોતી તેથી તેઓ પોતાને લાગુ પડતી સમજતા હતા. નીજામ સમજતો કે એથી મરાઠાઓને તે હંફાવસે; તેની મતલબ એ હતી કે અમુક રકમની ખંડણી તેઓને આપવી પણ ચઢેલી છોડાવી દેવી; મરાઠાઓને તો લોરડ કોરનવાલીસનો ખરડો પસંદ પડયો નહી; તેઓ એથી એવાં અનુમાન ઉપર આવ્યા કે અંગરેજો આપ વડાઈ લઇને પોતે વડા થવાનો દાવો કરે છે જેથી તેમના નકકી થયલા હકોપર પાણી ફરી વળે; એ વીસે નાના ફડનવીસ તથા મહાધજી સીંધીયાના વીચારો જુદા હતા. સીંધીયાનો એવો વીચાર હતો કે નીજામની સંપતી પોતાના હસતકમાં લઈ તે મરાઠાઓની સામા વાપરવામા આવનાર છે; તેથીજ તેણે પોતાના મરણ પેહેલા ટીપુ સાથ મીત્રાચારીના સંદેસા ચલાવ્યા હતા. નાના ફડનવીસનો એવો વીચાર હતો કે અગર જો અંગરેજો લવાદ થવા માગે છે તોપણ તેઓ હેદરાબાદનાં રાજયનો નાશ નહી થતો હશે તો લડાઇનો જોખમ ઊઠાવસે નહી. અંગરેજોની ઉપર જણાવેલી દરખાસત જયારે પેશવાની દરબારમાં આવી તયારે તે એકદમ રદ કરવાનો સીંધીયાનો અભીપ્રાય હતો; પણ નાના ફડનવીસને સીંધીયાને અંકુસમાં રાખવો હતો તેથી તેણે તેનો સીધો જવાબ આપવાને બદલે, તકરાર લંબાવ્યા કરી; પણ ખરૂં જોતાં તે કબુલ રાખનાર નહોતો. લોરડ કોરનવાલીસ પછી હીંદુસતાનના ગવરનર જનરલના ઓધાપર સર જોન શોર આવ્યો હતો તેણે પોતાના ઓધાનો અખતયાર શને ૧૭૯૩ ની ૨૮ મી અકટોબરે લીધો હતો. આ બંને હાકમોના વીચારમા તફાવત હતો તેથી સર જોન શોરે એવો અભીપ્રાય આપયો કે બરીટીશ સરકારની માગણી કબુલ રાખવાને

મરાઠાઓને ફરજ પાડી શકાય નહી અને પોતે અલગ રેહેવાની રાજનીતી ચલાવી હતી.

મરાઠાઓએ પોતાના દાવાની રીતસર માગણી કરી હતી અને અંગરેજ સરકારની માગણી માટે સંદેસા ચાલતા હતા તે દરમયાનમાં નીજામઅલી પોતાનાં લશકરમા વધારો કરવા પડયો હતો; ટીપુ સાથની લડાઈ વખતે જાથુકનાં પાયદલ લશકરની બે ટુકડીઓ એક આબરૂદાર રેમંડ નામના ફરેંચની સરદારી હેઠલ હતી તે એકદમ ૨૩ ની કરી; વળી મહાધજી સીંધીયાના મરણ પછી તેણે પોતાના લશકરમા પણ ઘણો વધારો કીધો હતો તે એટલાજ માટે કે જો સમજુતી નહી થાય તો તે મરાઠાઓ સાથ ફતેહ ભરેલી રીતે લડી શકે. ગોવીંદરાવ કાળેએ પેશવા તરફથી બે કરોડ સાઠ લાખ રૂપયાની બાકીનો વીગતવાર હીસાબ રજુ કીધો હતો; મુશીર ઊલ મુલક અને એની વચચે ઘણી લાંબી તકરારો ચાલી હતી જે વખતે પેલા વકીલને કેહેવામાં આવ્યું કે "નાના ફડનવીસે પોતે જાતે આવીને ગુચવણ ભરેલી બાબતોનો નીરણય કરવો." પણ વકીલે જણાવ્યું કે "નાના ફડનીસ તો બહુ કામમાં છે માટે તેનાથી કેમ અવાય ?" "મુશીર ઊલ મુલકે જવાબ દીધો કે કેમ અવાય !" "હીઆં કેહેવી રીતે આવવું તે હું તેને જલદી બતાવીશ." આ ધમકી ખુલ્લી રીતે લડાઈ જાહેર થઇ એમ બતાવતી હતી અને અગર જો સંદેસા છેલ્લી ઘડી સુધી ચાલ્યા તોપણ બંને બાજુએ પોતાનો નીકાળ તલવારથી લાવવાનો ઠરાવ કીધો.

લડાઇને વીલંબ હતો તોપણ મોગલોને ઘણી ગમતી હતી; નીજામઅલીની ખુદની સરદારી હેઠળ મોટું લશકર બીદર આગળ છાવણી નાખી પડયું હતું; છાવણીમાં પુશકળ ગડબડ ચાલી રહી હતી; લડાઈ એટલે શું અને તેની કળા નહી સમજનારા સીપાહો લડવાને તતપર થઈ રહયા હતા અને તહરેવાર તાણા મરાઠાઓને મારતા; પુના લુટીને બાળી નાખવામા આવનાર હતું; કંચનીઓ અતયારથીજ પોતાના સીપાહોની જીતના ગાયણો ગાવા પડી હી; વળી વડો મધાન પણ ભર દરબારમાં બોલ્યો હતો કે હવે મરાઠાઓની ઝુસડીમાથી મોગલોને છુટા કરવા જોઇએ; બીજાપુર અને ખાનદેશ લઇ લેવાં અને પેશવાને લંગોટ મારી હાથમાં લોટો આપીને કાશી મોકલી આપવો કે તયાં જઈ ગંગાજીમાં સ્નાન કરયા કરે."

નાડા ફડનીસ પણ પુના ખાતે મોટું લશકર એકઠું કરવા પડ્યો હતો; સીંધીયાના મરણ પછી તમામ મરાઠા સરદારોને એકત્ર કરીને પેશવાના તાબામાં કરવાની સારી તક હાલમાજ તેને મળી હતી અને તે તકનો લાભ લીધો હતો. દોલતરાવ સીંધીયા અને તુકાજી હોલકર બંને પુનામા હતા તથા બીરારનો રાજા તેમને મળવા માટે નીકળી ચુકો હતો; ગોવીંદરાવ ગાયકવાડે પોતાના લશકરની એક ટુકડી મોકલી આપી હતી; દક્ષીણ તરફના મોટા જાગીરદારો, પટવરધન અને રાશટેના બરહમણ કુટુંબો, માલેગામ અને વીનચુરના બરાહમણ જાગીરદારો, પ્રતીનીધી, પંત સુચીવ, મરાઠા માણકરી, નીમબલકર, ધાટકે, દફલે, પવાર, થેરાટ અને પાટનકર વીગરે બીજા ઘણાક નાના સરદારો એમાં સામેલ થયા હતા. પણ પેશવાના હુકમને માન આપીને આ સઘળાઓ હાલમાં છેલ્લાજ આવ્યા હતા. શને ૧૭૯૫ માં નીજામનું લસકર બીદરથી નીકળીને ધીમે ધીમે મરાઠા સરહદપર જમા થયું; પેશવા જાનેવારીમાં પુનાથી નીકળ્યો હતો અને તેનું લશકર પણ તેજ વખતે ઘાસ ચારાની સગવઠ માટે જુદે રસતે નીકળ્યું હતું; મરાઠા લશકરમા સઘળાં મળી એક લાખ ત્રીસ હજાર માણસો હતાં તથા બીજા દસ હજાર પીંઢારા હતા; આમાના અડધા માણસોને પેશવાની ત્રીજોરીમાંથી પગાર મળતો અથવા તેઓ તેના કુલ અખતયારમાં જાગીરદારોનાં માણસો હતાં. દોલતરાવ સીંધીયાનાં અગર જો ઘણાં માણસો હીંદુસતાન અને માળવામાં રહેલાં હતાં, તોપણ તેનું લશકર સરવેથી ચઢતુ તથા વધારે હતું. દોલતરાવના હાથ નીચે સુબાબક્ષીની સરદારી હેઠળ પચીસ હજાર માણસો હતાં, જેમાના દસ હજાર કવાયદવાળાં હતાં જેની સરદારી ડીબોઇનના હાથ નીચેના મોનશીયર પીરો નામના એક ફરેનચમેનને આપી હતી. રઘુજી ભોંશલેનાં પંદર હજાર માણસો હતા; તુકાજી હોલકરનાં ફકત દસ હજાર માણસો હતાં પણ તેમાના બે હજાર કવાયદવાળાં હતાં; વળી ઘણા ખરા પીંઢારાઓ હોલકરના રસાલાના હતા; ફરસરામભાઊનાં સાત હજાર માણસો હતાં. પેશવાના લશકરમાં તોતેર હજાર ઘોડેસવારો, આડત્રીસ હજાર પાયદળ લશકર અને ૧૯૨ તોપો હતી.

નાના ફડનીસે મુખ્ય સરદારોની જુદી જુદી સલાહ લીધી અને

ફરસરામભાઊને તમામ લશ્કરનો વડો સેનાધીપતી નીમયો. સુબાઅક્ષી તથા તુકાજી હોલકરની સુચનાથી પીંઢારાઓને આસપાસ લુટફાટ કરવા હુકમ આપયો હતો; ભારી અસબાબ બરાબર તપાસ હેઠળ છાવણીથી એક કુચ પાછળ રાખ્યો હતો અને સરવેથી સરશ ઘોડેસવારોને કવાયદ-વાળા પાયદળ લશકર અને ૫૦ તોપો સાથ, નીજામઅલીનાં એક લાખ દસ હજાર માણસ જે કુંડલા ઉપર આવતાં હતાં તે ઉપર હુમલો કરવા મોકલ્યાં હતાં; આપણે આ ઠેકાણે મરાઠા લડાઇનું વરણન લખતા નથી તેથી એ લડાઇની તમામ હકીકત અતરે આપવાની અગત્ય નથી; નીજામઅલી લડાઇમાં સદંતર હારી ગયો હતો અને તેણે પોતાના હથયાર છોડી દીધાં હતાં અને સુલેહ માટે આજરખાહીથી માગણી કરી હતી; કંઈપણ શરત કબુલ રાખવા પેહેલાં મરાઠાઓએ મુશીર ઊલ મુલ્કને માગયો કેમકે તેણે નાનાફડનીસને ધમકી આપીને પેશવાને અપમાન આપયું હતું તનો બદલો લેવાય; એ સીવાય તેઓએ કેટલાક મુલક પોતાને તાબે આપવા માગણી કરી હતી અને ચઢેલી ખંડણી વીગેરે પણ ભરી દેવા જણાવ્યું હતું; આ માગણીઓ નીજામઅલીને કબુલ રાખવી પડી હતી પણ પોતાના વડા મધાનને શરણે આપવો એ કામ તેને ઘણુંજ હલકું લગાડનારૂં હતું અને ઘણી આનાકાનીથી તેણે તે કબુલ રાખ્યું હતું કેમકે મધાને પોતે પણ તે વીશે ખુશી જણાવીને નીજામઅલીને જણાવ્યું હતું કે "હાલના જેવા બારીક વખતમાં એ પ્રમાણે કરયા વગર છુટકો નથી અને મરાઠાઓ સમજવાના પણ નથી."

વડા મધાનને લઈ જવા ૨૦૦ મરાઠાઓ આવ્યા હતા તેમને હવાલે કરવામાં આવ્યો જેઓ તેને મરાઠા છાવણીમા લઈ ગયા. પેશવા તેને હદપર મળયો અને દમામથી તેની મુલાકાત કરી પણ તે મજબુત ચોકી પોહોરા નીચે હતો. મરાઠાઓ ઘણા ખુશીમાં આવી ગયા હતા અને તે જયારે છાવણીમા આવ્યો ત્યારે નાના ફડનીસે તેની ઠઠા મશકેરી કરી તેથી જુવાન પેશવાએ પણ તાણો મારયો કે "બંને બાજુની આવી ઊતરતી દશા જોવાથી મને ઘણું દુખ થાય છે કેમકે આવી શરમ ભરેલી તાબેદારી, વગર લડાઇએ કબુલ કરવામા આવી છે અને અમારા સીપાહો ફતેહ માટે બડાઈ મારે છે." લડાઇ વખતે બંને તરફના ભાયગે બહુસેં માણસો મારયા ગયાં હતાં પણ પાછળથી

નાસભાગમાં મોગલોના હજારો માણસો મરણ પામયાં હતાં. કુરદલાની* લડાઇમાં જે સીલેદારોએ ભાગ લીધો હતો તે માટે તેઓ ઘણી વડાઇ લેતા હતા.

પેશવા પુને પાછો ફરયા પછી નાના ફડનીસ નીજામ તરફથી મળેલા મલકો વીગરેની વેહેંચણી કરવા પડયો હતો. ફરસરામભાઊ તથા રાઘોજી ભોંસલે શેહેરની નજદીકમાં હતા અને હોલકર તથા સીંધીયા ત્યાંથી થોડેક દુર હતા; પણ નીજામઅલીના સામા તેનો છોકરો અલી જાહે બંદ ઊઠાવ્યું હતું તેથી તેઓ પુને પાછા ફરયા પણ શા કારણ માટે તે જણાયું નથી; વળી એવો શક છે કે આ હુલડ કરાવવામાં મરાઠાઓ સામેલ હતા; હેવો શક નીજામઅલીને હતો અને મોહોમેદન તવારીખ લખનારાઓ પણ એ શકને ટેકો આપે છે † સપટેમબરની અધવચમાં સઘળા મરાઠા સરદારો પોતાને વતન ચાલી ગયા જેઓને ઘણાં માનપાનથી પેશવાએ રજા આપી. નાના ફડનીસ આ વખતે સરવેથી ચઢતો હતો અને ઘણીજ કીરતી મેળવી હતી કેમક તેણે કોઇપણ પારકાં રાજની મદદવીના ફતેહ મેળવી હતી. દોલતરાવ સીંધીયા તેના ઉપર રાજી હતો અને તેના પ્રધાનો તથા અમલદારો પુનાના કારોબારમાં માથું ઘાલવા કરતાં, પોતાના જુવાન શેઠના હીંદુસતાનના મુલકને મજબુત કરવા વધારે આતુર હતા. તુકાજી હોલકર શરીરે અને મને નબળો થયો હતો અને તેના અમલદારો નાના ફડનીસના પક્ષમા હતા. રઘોજી ભોંસલેનો તો બેહેરો પાર પડયો હતો તેજ પ્રમાણે બીજા બરાહમણ જાગીરદારોનો પણ હતો. માધવરાવના અમલમાં પેશવાનાં રાજની જેવી હાલત હતી તેવીજ હાલ પણ થાત પણ નાના ફડનીસ પોતે સત્તાને ચાહાતો હતો અને તે સાચવી રાખવા તે ઘણી કાળજી રાખતો હતો તેથીજ તેના ઉપર મુશીબત આવી પડી હતી જેથી તેની જીંદગીને પણ ધોકકો પુગો હતો.

---

* કુરદલાના કોલકરારથી મરાઠાઓને દોલત, મુલક તથા આબરૂ મળી હતી; વળી નીજામઅલી ઉપર તેમની સતા ચાલી હતી જેમાંથી છુટવા માટે તે વખતે જરા પણ આશા નહોતી.

† મી● રેમંડે આ હુલ્લડ બેસાડી દેવા પોતાને માથે લીધુ હતું; તેની પાછળ બીદર ગયો પણ ત્યા નહો હતો તેથી ઔરંગાબાદ ગયો અને તેને બંદીવાન કરીને હેદરાબાદ લાવતો હતો એટલામાં પોતાના બાપને મોહું દેખડાવતાં શરમ લાગી તેથી હેદરાબાદ પોહાંચવા પેહેલાં તે ઝેર ખાઇને મરણ પામ્યો.

શને ૧૭૯૫ મા અગર જો પેશવાની ઊમર ૨૧ વરષની થઈ હતી તોપણ નાનાએ તેના ઉપરનો મજબુત અંકુસ ઓછો કીધો નહોતો કેમકે એથી તેની પોતાની સતા ઘટવાની વકી હતી. તેને એવો ભય હતો કે મહાદજી સીંધીયાએ અગાડી સતારાના રાજા સાથ મળીને બરાહમણ સતા ઊંધી વાળવાને ગોઠવણ કરી હતી; પેહેલાં તો એ ઠરેતો હતો પણ હવે સતારાનાં રાજાનું સાળીઆણું ઘટાડીને તેના કુટુંબીઓને તેની મુલાકાત લેવા માટે કીલ્લામા આવતા અટકાવ્યા હતા.

રૂઘનાથરાવનાં કુટુંબને શને ૧૭૯૩ સુધી કોપરગામ ખાતે રાખ્યુ હતું પણ તેની વીધવા આનંદીબાઇની તબીયત સારી નહોતી તેથી નાશક પાસે આનંદવેલી નામની સારી હવાવાળી જગયામાં તેને લાવી રાખ્યું હતું. બીજે વરશે એપ્રીલ મહીનામાં તેણી મરણ પામી. બાજીરાવ, ચીમાજી આપા અને રઘુબાએ દતક લીધેલો અમરતરાવ આનંદવેલીમાજ હતા પણ નીજામઅલી સાથ લડાઈ ઊઠવાની ધાસતીથી તેમને સીહુનડરીના ડુંગરી કીલ્લામાં લઇ જઇને રાખયા હતા અને લડાઈ ખલાસ થયા પછી પણ તેમને મજબુત ચોકી પેહેરા હેઠલ તેજ કીલ્લામાં રેહેવા દીધા હતા. આ જુવાન માણસો ઉપર જે શખતાઈ ગુજરતી તે જરૂરની છે એવું કેહેનારા પણ એઓની હાલત માટે દયા ખાતા હતા; કેટલાકો તેમની લાગણીથી દોરવાઇ જઈ, પ્રધાનનાં કામને ઘાતકી, કીનાખોર અને ગેરવાજબી કહી, તેની ચાલને ધીક્કારતા હતા. આ વર્ગના લોકથી, રઘુબાના પક્ષકારો જુદાજ હતા, જેઓ સદંતર નારાજ હતા અને લોકમાં ચરચા ચલાવી કેદીઓની ચાલચલણ માટે ઘણી તારીફ કરીને નાના ફડનીસની આબરૂ હલકી પાડતા હતા. પ્રજા મત પોતાની વીરૂધ જાય છે એવું ધારી નાનો વધારે સાવચેત રહયો અને રઘુબાના વડા દીકરા બાજીરાવ તરફ શકની નજરથી જોવા લાગો. બાજીરાવ દેખાવડો તથા ખુબશુરત હતો તેથી તેને લોકો ચાહાતા એટલુંજ નહી પણ તેને જે મળવા આવતા તેમનાં મન, પોતાની અતી સભ્યતાથી હરી લેતો; જેવો તે શરીરે ખુબ શુરત હતો તેવોજ તે મજબુત પણ હતો; સરસ ઘોડેસવાર હતો અને હથયારો વાપરી જાણતો હતો, શાસ્ત્રનો પણ પુરનો અભયાસ કીધો હતો અને તેના વખતના કોઇપણ પંડીતો તેની બરોબરી કરી શકતા નહી.

પોતાના પીત્રાઈની આટલી બધી તારીફ થતી શાંભળી, જુવાન પેશવાને અદેખાઈ થતી નહી પણ તેથી ઊલટો તે ખુશી થતો અને વારેઘડીએ તેનો છુટકો કરવા તથા તેની સાથ દોસતી કરવા વીચાર જણાવતો હતો. આ સપોલ્યાંથી સાવચેત રેહેવા નાનો, પેશવાને સમજાવતો અને કેહેતો હતો કે "દેખાવમાં ગમે એવો ખુબશુરત હશે પણ જે રઘુબા જેવા નબળા તથા આનંદીબાઇ જેવી ઘાતકી બાપમાને પેટે અવતરેલો, તે આઇંદે કેવો નીવડસે ?" નાનો વધુ શખતાઈ વાપરતો ત્યારે પેશવા વધારે ચાહાતો હતો. બાજીરાવને ખબર મળી કે પેશવા તેના તરફ છે ત્યારે તેણે એક વીશ્વાસુ કાસદ મારફતે સંદેસો મોકલી પોતા તરફનાં માન મીત્રાચારીની ખાત્રી આપી તેમાં જણાવ્યું હતું કે "હું સોહુનડરીના કીલ્લામાં કેદ છું અને તમો દીવાનની સતા હેઠળ છો તેથી આપણી બંનોની હાલત એકસખી છે, પણ તેમનાં મન તથા હેત સવતંત્ર છે તે એક બીજાને મદદ આપવામાં વાપરવાં જોયે; તેમના બાપ દાદા કેહેવા મખ્યાત થઇ ગયા છે તે કેહેવાની જરૂર નથી, પણ એક દીવસ એવો પણ આવસે કે તેમનાં કામોને ખીલવવાને આપણે સાથે મળીને કોશીસ કરીશું કે જેથી આબરૂ રેહેસે." આ સંદેસાથી પત્ર વેહેવારના દરવાજા ખુલ્યા અને નીજામઅલી સાથની લડાઇમાથી પુન પાછા ફરયા પછી કેટલોક વખત સુધી પત્ર વેહેવાર ચાલ્યો; પણ આખરે એ વાતની નાનાને ખબર મળી ત્યારે જોઇજ લો નાનાનો ઘુસ્સો ! બળવંતરાવ રઘુનાથરાવ મારફતે આ સંદેસા ચાલતા હતા તેથી નાનાએ તેને ભારી બેડી સાથ એક ડુંગરી કીલ્લામાં કેદ કીધો; પેશવાને શખત ઠપકો આપ્યો અને બાજીરાવ ઉપર પેહેલા કરતાં પણ વધારે શખતાઈ ચલાવી. માધવરાવ હવે છેકજ કંટાળી ગયો હતો અને તેનો પીત્રાઇ એ અવીચારી સંદેસા રોકલતો તેથી પણ ઘણો ચીરડાઈ ગયો હતો અને ઊદાસ જણાતો હતો. જનાનામાથી દરબારમાં આવવાનું તેણે સદંતર બંધ કીધું હતું તેથી નાનાને લોક સમજાવવા પડતા કે "બોખાર આવેછે." દસેરાની સ્વારી નીકળવાનો વખત આવ્યો હતો તેથી તે તા૦ ૨૨ મી અકટોબરે ઘણી મોટી સ્વારી સાથ બાહાર નીકળ્યો અને નજરો વીગરે લઇ નજરાણા આપી દરબારમાં આવ્યો. પણ તેનું અંતકરણ અંદરથી દંખતું હતું તેથી તેના મન ઉપર જુદીજ છાપ બેસી

ગઈ હતી. તા૦ ૨૫ મી અક્ટોબરે તેણે પોતાના મેહેલની આગાસી-માંથી હેઠલ નખાવી દીધું જેથી તે સખત રીતે ઘાયલ થયો અને મરવાની અણીપર હતો તે વખતે તેણે જણાવ્યું હતું કે બાજીરાવને પેશવાની ગાદીએ બેસાડવો.

ભાગ ૧ લો






## ખુલાસો.

---

આ ચોપડીનો મોટો ભાગ કેપટન મેકડોનલડની "લાઈફ ઓફ નાના ફડનીસ" ઉપરથી લીધો છે. શરૂઆતમાં છુટાં છુટાં પ્રકરણ આપ્યાં છે પણ પાછળથી તે અનુકુળ નહી પડવાથી બંધ કરયાં છે. આ ચોપડી બાહાર પાડવાના વીચારને ટેકો આપનારા સાહેબોનો તેમજ તેને ઉતેજન આપનારા સાહેબોનો ઉપકાર માનું છું.

દાદાભાઈ મનચેરજી ગોભાઈ.



# આગળથી ગ્રાહક થનારા સાહેબોના નામની ટીપ.

| ગ્રાહકોના નામ. | પ્રત. |
|---|---|
| રા. બા. શામરાવ નારાયણ લાડ ખંભાતના દીવાન સાહેબ... ... ... | ૧૨ |
| નામદાર શ્રી ઈડર માહારાજાસાહેબ ... | ૧૦ |
| શેઠ ઇબરામભાઈ દાશા .. | ૫ |
| ,, બાવા શાહાબક્ષ ગુલામામદ તથા ખુદાબક્ષ શીરમામદ. ... ... | ૫ |
| ,, દાઊદભાઈ અશાભાઈ. | ૩ |
| ,, રહીમભાઈ જનલાબદીન | ૩ |
| ,, જાફરભાઇ હીલાભાઈ. | ૨ |
| ,, નાનજીભાઈ લધાભાઈ. | ૨ |
| ,, આમદ મામદ. ... | ૨ |
| ,, કાજી ઈસમાઇલ કાજી મોહમદમીઆ પોરબંદરી. | ૨ |
| ,, અબદુલશકુર હાજી નુરમામદ... ... ... | ૨ |
| ,, ઇશમાલભાઈ ખેરાજ. | ૨ |
| ,, હાજી ઇસાક હાજી મીઠા | ૨ |
| ,, ફરામજી હોરમશજી ભોમડીવાળા. .. | ૨ |
| ,, મેરાલીભાઈ કરીમ મીશતરી... ... ... | ૨ |
| ,, શોરાબજી ખરસેદજી ઢોંડી... ... ... | ૨ |
| શેઠ દેશાઇ ગલાલચંદ ધંજી | ૧ |
| ,, નુરમાહામદ રતનસી સેદલરી મરચનટ ... | ૧ |
| ,, અબદુલહુશેન અલીભાઈ | ૧ |
| ,, રજબઅલી જાનમામદ | ૧ |
| ,, નવરોજ જાનમામદ... | ૧ |
| ,, કાશમભાઈ પુંજાભાઇ | ૧ |
| ,, અબદુલહુશેન અબદુલ કાદર હકીમ... ... | ૧ |
| ,, મુનશી ઇનદ્રસરૂપ... | ૧ |
| ,, બાવા શફદરઅલી... | ૧ |
| ,, ભોગીલાલ શાકલચંદ. | ૧ |
| ,, વાડીલાલ શાકલચંદ. | ૧ |
| ,, દીદારૂલા હાફીજુલા. | ૧ |
| ,, અલાદીન હમીર ... | ૧ |
| ,, રહીમ ઇબરાઇમ જમાલાણી. .... ... | ૧ |
| ,, જાફરજી અબાસઅલી પુનાવાલા...... ... | ૬ |
| ,, અલારખીઆ ખાનમામદ | ૧ |
| ,, રેમતલા લાદક ... | ૧ |
| ,, વીસેસર હરીશંકર ... | ૧ |
| ,, ખરસેદજી પેસતનજી કોહોલા. ... ... | ૧ |
| ,, પીરોજશા નશરવાનજી પે માસતર ... ... | ૧ |

| ગ્રાહકોના નામ. | પ્રત |
| --- | --- |
| શેઠ અબદુલ રેહેમાન અબ દુલ કરીમ... ... | ૧ |
| ,, મામધભાઇ જશા. ... | ૧ |
| ,, હકીમ ફરજુલાભાઈ ઇબરામજી... ... | ૧ |
| ,, શોની વીરચંદ ઠાકરશી | ૧ |
| ,, નારણ જાદવજી. ... | ૧ |
| ,, કાલીદાસ પુંજા. ... | ૧ |
| ,, ચોકશી ત્રીકમદાશ ભીખાશા છાપનાવાલા... | ૧ |
| ,, જાંની લક્ષ્મીરામ કુબેર | ૧ |
| ,, શોની જગજીવન કાલીદાશ રેવાશી શ્રીભુભલી. | ૧ |
| ,, દયાળ લાલજી. ... | ૧ |
| ,, ધારશી હેમરાજ. ... | ૧ |
| ,, રવજી વિજાદવજી શોની કચ્છ્ઠળા એઝાવાળા... | ૧ |
| ,, બાવાજી રોજપુરી... | ૧ |
| ,, ખોજા બદરૂદીન સબજાલી મુરજી રવજી... | ૧ |
| ,, શોની મગન હેમચંદ. | ૧ |
| ,, રતનજી નશરવાનજી દારૂવાલા ... ... | ૧ |
| ,, નુરમામદ એ. લુકમાનજી. ... ... | ૧ |
| ,, દામજી લખમીચંદ... | ૧ |
| ,, ડા. કરશનદાસ રવજી. | ૧ |
| ,, શાનંદલાલ નથુભાઈ. | ૧ |

| ગ્રાહકોના નામ | પ્રત. |
| --- | --- |
| શેઠ હોરમશજી પાલનજી ઓાખરી. ... ... | ૧ |
| ,, કૈકોબાદ ખરસેદજી પાલણજી પાંઊવાલા... | ૧ |
| ,, સાઊભાઈ પીરભાઇ... | ૧ |
| ,, જાફરજી અલીભાઈ... | ૧ |
| ,, સી. નાનાભાઇ ... | ૧ |
| ,, કીકાભાઇ મસાભાઈ .. | ૧ |
| ,, શરીફ આમદ ચોરગે. | ૧ |
| ,, ખાજા અબદુલા. ... | ૧ |
| ,, જાનમામદ જીવણભાઈ. | ૧ |
| ,, વમલશી મોતીચંદ... | ૧ |
| ,, ખત્રી ગોવીદજી જાદવજી કપુરવારા ... | ૧ |
| ,, પુરશોતમ ભગવાનદાશ ભાનુશાળી ... ... | ૧ |
| ,, હોરમશજી રૂસતમજી પશતાગીમા. ... | ૧ |
| ,, મુસાજી તયબજી ... | ૧ |
| ,, ઝાંગીરજી રૂસતમજી પોસ્ટવાલા... ... | ૧ |
| ,, ભગવાનદાસ રવજી ભાવનગરવાલા ... ... | ૧ |
| ,, શોપારીવાલા છગન ઝીણા. ... ... | ૧ |
| ,, કાનજી ઓાધવજી... | ૧ |
| ,, પ્રભુદાસ પ્રાણજીવનદાસ | ૧ |
| ,, ભોગીલાલ મોહનલાલ ભણશાલી ... ... | ૧ |

| ગ્રાહકોના નામ. | પ્રત |
|---|---|
| શે૦ નવરોજી દારાબજી દારૂવાલા. ... ... | ૧ |
| ,, જમશેદ માણેકજી કરાણી | ૧ |
| ,, શીદીક મહમદ. ... | ૧ |
| ,, મુસાજી કાદરભાઈ જરી વાલા... ... ... | ૧ |
| ,, વોરા ગુલામ હુશેન શુલે માનજી. ... ... | ૧ |
| ,, મહમદઅલી વલીભાઇ. | ૧ |
| ,, માણેકચંદ તેજપાળ ભજીઆવાળા. ... | ૧ |
| ,, લવાર કાલીદાશ ખુશાળ તીજોરીવાલા. ... | ૧ |
| ,, લવાર રણછોડદાસ મનોરદાસ ઘડીઆળી. | ૧ |
| ,, દુલભ ભાણા .. ... | ૧ |
| ,, ધરમશી ગીરધર ... | ૧ |
| ,, ડા. મુલજી વીશરામ. | ૧ |
| ,, ડા. મુલજી નારાણ... | ૧ |
| ,, હરગોવનદાશ વલભરામ ઘડીઆલી... ... | ૧ |
| ,, દીનશા ફરામજી દાવર. | ૧ |
| ,, દીનશાજી દોરાબજી દીત્યા. ... ... | ૧ |
| ,, હોરમશજી નશરવાનજી | ૧ |
| ,, માનેકજી પેસતનજી કરનજીઆ. ... ... | ૧ |
| ,, મેમણ દાઊદ ઊમર... | ૧ |

| ગ્રાહકોના નામ. | પ્રત. |
|---|---|
| શે૦ ઠા ભોજરાજ લધા .. | ૧ |
| ,, ચુનીલાલ ગોરધનદાસ ગંદેરયા ... ... | ૧ |
| ,, માણેકજી આદરજી... | ૧ |
| ,, માણેકજી કાવસજી... | ૧ |
| ,, બમનજી સોરાબજી... | ૧ |
| ,, શેખ બાબનમીઆ બીન દાદામીઆ ... | ૧ |
| ,, શીવજી હરચંદ કચ્છભુજ | ૧ |
| ,, શા૦ શાકરચંદ મુરજી. | ૧ |
| ,, કાવસજી નવરોજી સરાફ | ૧ |
| ,, અચ્છામીયાં શાદકભાઇ | ૧ |
| ,, ખોજા જાફર કાનજી બારદાનવાલા. ... | ૧ |
| ,, કબા વીરચંદ. ... | ૧ |
| ,, ફીરોજશા પેસતનજી નાલીયરવાળા. ... | ૧ |
| ,, અરજુન વીસરામ... | ૧ |
| ,, અબુસતાર હાજી યાકુબ. | ૧ |
| ,, મોતીલાલ વરજદાસ શરાફ... ... ... | ૧ |
| ,, શા૦ હીરજી ગેલાભાઇ. | ૧ |
| ,, ઠા૦ પરેમજી મુરારજી. | ૧ |
| ,, ગોપાળજી હીરજી ... | ૧ |
| ,, નેણશી હીરજી. ... | ૧ |
| મહારાજા ઠાકોરસાહેબ હરીસીંઘજી સ્વસ્થાન ધરોળ દરબાર. ... | ૧ |

| ગ્રાહકોના નામ. | પ્રત. |
|---|---|
| શેઠ છોટાલાલ વરજદાશ. | ૧ |
| " માણેકજી નશરવાનજી કાવારાણા .. ... | ૧ |
| " ગંગારામજી કમાટી... | ૧ |
| " ડા. કરશનદાસ રવજી | ૧ |
| " લલુ મઆણંદ. ... | ૧ |
| " જકરીઆ જુણુશ... | ૧ |
| " શલેમાન નુરમામદ... | ૧ |
| " અબદલ લતીફ હાજી નુરમામદ. ... ... | ૧ |
| " નાનાભાઈ દાદાભાઈ ચીનાઈ. ... ... | ૧ |
| " કાજી રેમતુલા કાજી ફતેમામદ. ... ... | ૧ |
| " જેઠા રતનસી... ... | ૧ |
| " આનંદરાવ નારાયણ. | ૧ |
| " અંબારામ ગોવીંદરામ. | ૧ |
| " ઘેલાભાઇ હરજીવન... | ૧ |
| " ગોવીંદજી કરસનદાસ. | ૧ |
| " ડા. અરજણ ટોપણ... | ૧ |
| " દેવીદાસ જેઠાભાઈ... | ૧ |
| " જમનાદાસ વીજભુખનદાસ... ... ... | ૧ |
| " ઝવેરચંદ પરમાણંદ... | ૧ |
| " ડા. મુલજી આપસી રાયસી. ... ... | ૧ |
| જોશી મુલજી ગોવરધનદાસ | ૧ |
| જોશી મમુ વીરજી... ... | ૧ |

| ગ્રાહકોના નામ. | પ્રત. |
|---|---|
| શેઠ સયદ હસન... ... | ૧ |
| " હાજી આમદ અતાર .. | ૧ |
| " એલ, એમ. દલાલ... | ૧ |
| " શોનીવીઠલદાસ શંકરદાસ ... ... ... | ૧ |
| " હરગોવનદાસજીવનદાસ | ૧ |
| " ઇશવરલાલ ધારસી... | ૧ |
| " ડા. પરશોતમ વી. રતજી | ૧ |
| " બોઈ ધનજી વેલજી... | ૧ |
| " શા. જગમોહનદાસ હરીભાઈ. ... ... | ૧ |
| " કુ. મનજી કેશવ, ... | ૧ |
| " શા લખમીદાસ નાગરદાસ... ... ... | ૧ |
| " દીનશાભાઈ હોરમસજી પદરખાનાવાળા, ... | ૧ |
| " શોની ભગવાનદાસ મગન | ૧ |
| " ફતેઅલી શેક આમદ. | ૧ |
| " નઝરમામાદ ફતેઅલી. | ૧ |
| " અમીરૂદીન તયબજી. | ૧ |
| " સોરાબજી પેસતનજી. | ૧ |
| " નસરવાનજી નવરોજી. | ૧ |
| " શોરાબજી શાપુરજી બંગાલી | ૧ |
| " છોટાલાલ માગજી... | ૧ |
| " ઊસમાન હાજી કાસમ | ૧ |
| " વોરા તૈએબઅલી મુલ્લા સુલતાનઅલી. ... | ૧ |
| જુનાગઢ બહાદુર લાયબરેરીના સેકરેટરી ... | ૧" |


Balajee Bajee
Rao Peishwah.
बाळाजीबाजीराव·




*Thorula Mahadeo Rao Peishwah.*

*Savai Mahaideo Rao Peshwah*

सवाई माधवराव पेशवे:



Rugoba Dada



राघोबादादा.

*Bajee Rao Peishwash*

बाजिराव पेशवे:



*Mahadajee Sinda*

माहादजी शिंदा·




Nizam Ali
Musheer-ool-Moolk
निजामल्ली·
मश्रुल्मुलुख·